

# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક

ગુજરાતી : અંક ૧ : અષાઢ, સન ૨૦૦૨

# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક


સંપાદક
ધીરુભાઈ પટેલ

ઢોલ સામયિક-સમૂહનું
સંપાદક મંડળ
અરૂણા જોશી
ડાહ્યાભાઈ વાઢુ
ચામુલાલ રાઠવા
સુભાષ પાવરા
સુભાષ ઈશાઈ
સુધીર દેવરે
સુરમલ વહોનિયા
વિક્રમ ચૌધરી
અવિનાશ રાઠોડ
સાહેબરાવ રાઠોડ



ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી ચેતનાનું સામયિક
ગુજરાતી : અંક ૧ : અષાઢ, સન ૨૦૦૨

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬, યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે
વડોદરા- ૩૯૦ ૦૦૭ ગુજરાત

મુદ્રક
આકાર ઑફસેટ
દાંડિયા બાજાર, વડોદરા- ૩૯૦ ૦૦૧ ગુજરાત

રેખાંકનો
હરિ માનસિંહ રાઠવા, કમલેશ વરીયા

મુદ્રણાંકન અને મુદ્રણસજ્જા
નીરજ કેંગે

મૂલ્ય
પ્રતિ અંક રૂ.૫૦/- (+ રૂ. ૫ જ્યાં જરૂરી હોય ત્યાં, ટપાલખર્ચ માટે)
વાર્ષિક લવાજમ રૂ.૧૦૦/- (ટપાલખર્ચસહ પ્રતિવર્ષ બે અંકો માટે)

લવાજમ સંપર્ક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬ યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા- ૩૯૦ ૦૦૭
શ્રી ધીરૂભાઈ પટેલ, ૨૬, સિદ્ધિ વિનાયક સોસાયટી, મહાદેવનગર પાસે, જંબુસર- ૩૯૨ ૧૫૦

## અનુક્રમણિકા

## ઝાબુઆ જિલાનો ઝુઝાર આદિવાસી...

લૂંટફાટ વેર જૂનાં ! દારુ અને દેકારા
અનર્થ ખૂનખરાબી ખૂંખાર આદિવાસી !

તીરકામઠું ને ભાલો કો ધારિયું કટારી
ગોફણ ગીલોલ પત્થર તરવાર આદિવાસી !

હોહો કરીને ધૂણે બેસીને કોઇ ખૂણે
છે આંધળી શ્રધ્ધાનો અવતાર આદિવાસી !

માથે રંગીન પટ્ટી ગાલે ને ભાલે છૂંદણાં
કેડે ઘુઘરીઓ ઘમકે શણગાર આદિવાસી !

જૂની લંગોટી બદલે ઊડાવે માંસ લોચા
ઢીંચે શરાબ નાચે તહેવાર આદિવાસી !

જે રીતે કશુંયે ન ચાલવાનો સંભવ
એ રીતે ચલાવે સંસાર આદિવાસી !

મા હિંદનો પનોતો કુમાર આદિવાસી
આખા જગતનો લાગે ઉતાર આદિવાસી !

લઇ લે તો જીવ લઇ લે ભેંકાર આદિવાસી
દઇ દે તો શીશ દઇ દે દિલદાર આદિવાસી !

સરકારની દયા છે જંગલ ઉપર છે પહેરા
ભટકી રહ્યો છે ભૂખ્યો બેકાર આદિવાસી !

સરકાર ને શરમ એ બન્ને વિરોધી તત્ત્વો
ઉપચાર વિણ કણસતો બિમાર આદિવાસી !

દે વ્યાજ ઊંધી કાંધે બેઠા દલાલ ખાંધે
કલ્પી શકે જ ક્યાંથી ઉદ્ધાર આદિવાસી !

છે પ્રેમ નિખાલસતા છે અણસમજ ગુલામી
શિકારી ખુદ થયો છે શિકાર આદિવાસી !

ત્યાં છાનુંછાનું રોઇ આકાશ સામું જોઇ
કોને કરી રહ્યો છે પોકાર આદિવાસી !

એ પણ કશું ન સમજે એને કોઇ ન સમજે
કોનો અહીં એ માને આભાર આદિવાસી !

જે દિ' પ્રગટશે જ્વાળા બ્રહ્માંડ ભડકે બળશે
ધુંધવાઇ બહુ રહ્યો છે અંગાર આદિવાસી !

ઘનશ્યામ ગઢવી, અમદાવાદ

# સંપાદકીય

આદિવાસીની પરંપરાગત, ઐતિહાસિક અને સાંસ્કૃતિક વિરાસત એટલે એમનું સાહિત્ય. જ્યાં સહજતા, સરળતા, મુક્તતા, પ્રેમ, મમતા, કરુણાની ધારા સદા નિર્મળ ઝરણાંની માફક વહેતી રહે છે એને શબ્દોના બંધનમાં બાંધવું કે સાહિત્યના બિંબામાં ઢાળવું શક્ય નથી. સંભવતઃ આ જ કારણે આદિવાસી જીવન સાહિત્ય સર્જનની પળોજણથી અલિપ્ત રહ્યું છે.

જેમની સંસ્કૃતિ ઈતિહાસ અને ભાષા ખતમ થઈ જાય એમની ઓળખ પણ ખતમ થઈ જાય છે. આદિવાસીઓની સંસ્કૃતિ, ભાષા, ઈતિહાસ અને પરંપરા ધીમે ધીમે ભૂલાતી જાય છે. આદિવાસીઓથી અલિપ્ત એવા સમાજ સમક્ષ આદિવાસી સમાજસંસ્કૃતિનો ખ્યાલ સ્પષ્ટ કરવો તેના પ્રયત્ન સ્વરૂપ સાપુતારા ખાતે એપ્રિલ-૯૬ માં એક સભા મળી. જેમાં યુવાન આદિવાસી કાર્યકરો, આદિવાસીઓમાં કામ કરતા અનુભવી કાર્યકરો, ભાષા-સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ કરતા વિદ્વાનો, ઈતિહાસ, પુરાતત્વ અને આદિવાસીઓના પ્રાચીન ઈતિહાસમાં ગુંથાયેલા વિદ્વાનો તેમજ કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ અને વિચારકો હતા. આવા ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાંથી આવેલા કાર્યકરોએ શિક્ષિત-અશિક્ષિત આદિવાસીઓ પોતાની પાસે રહેલા જ્ઞાનનો, પોતાની ભાવના અને વિચારોને અભિવ્યક્ત કરી શકે અને તે પણ પોતાની જ ભાષામાં તે માટે આદિવાસી બોલીનું સામયિક પ્રકાશિત કરવાનું વિચાર્યું.

આદિવાસીઓમાં ઢોલ એક એવું વાદ્ય છે જે જન્મ થી મૃત્યુ પર્યન્તના બધા જ પ્રસંગોએ વગાડાય છે. આ વાદ્ય સંદેશાવાહક તરીકે પણ ઉપયોગમાં લેવાય છે. ઢોલ આદિવાસીઓના જીવનમાં ગાઢ રીતે વણાઈ ગયેલું સાંસ્કૃતિક પ્રતીક છે. આ લાક્ષણિક અર્થ સંદર્ભે સામયિકનું નામ 'ઢોલ' એવું સર્વાનુમતે નક્કી થયું. ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રએ પ્રારંભિક તબક્કામાં આ સામયિક ચલાવવાની જવાબદારી સ્વીકારી જેને નેતૃત્વ મળ્યું ડો. ગણેશ દેવી જેવા દીર્ઘદ્રષ્ટા વિચારકનું. યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકેની સેવા અને અંગત લેખન સર્જનકાર્યને બાજુએ મૂકી આ કાર્યમાં જાતને સમર્પિત કરનારા ડો. દેવીના માર્ગદર્શન હેઠળ પ્રથમ અંક રાઠવી ભાષામાં પ્રગટ થયો. ત્યારબાદ કુંકણા, પાવરી અને દેહવાલીમાં અંક બહાર પડ્યા. સામાયિક જગતમાં આદિવાસી બોલીમાં અંક બહાર પાડવાનો આ પ્રથમ પ્રયોગ હતો. વાચકોનો પ્રતિભાવ સારો રહ્યો. પછી આ કાર્યમાં બીજી ભાષાઓ સામેલ થતી ગઈ, જેમાં અહિરાણી, ભાંતુ, ડુંગરી ભિલી, પંચમહાલી ભિલી, ચૌધરી અને ગોરબંજારાનો સમાવેશ થાય છે.

આદિવાસી બોલીમાં 'ઢોલ' ના ઘણા અંકો પ્રસિદ્ધ થયા. તેમાં કેટલાક તો સાચવી રાખવા યોગ્ય વિશેષાંકો

પણ છે. એમાં વ્યક્ત થતી ભાવના અને વિચારો તથા પહેલી જ વાર અક્ષરસ્વરૂપે આવેલું આ સંચિત જ્ઞાન આદિવાસી સિવાયના સમાજ સુધી પહોંચાડવું જોઈએ, ટૂંકમાં આદિવાસીઓનો આ અવાજ શિષ્ટસમાજ સુધી પહોંચાડવાના પ્રયત્ન રૂપે 'ઢોલ' ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાનું વિચારાયું.

'ઢોલ' નો ગુજરાતી અંક આપની સમક્ષ છે. આ અંકમાં આદિવાસી સાહિત્ય, વિચાર, ભાષા, કલા, સંસ્કૃતિ, વિકાસ, ઈતિહાસ, વિદ્રોહ, જીવનશૈલી જેવા વિષયો પર આદિવાસી અભિવ્યક્તિને વાચા આપવાની ચેષ્ટા કરી છે. વિભિન્ન ભાષા-ભાષી આદિવાસીઓની સમજ અને વિચારની શૃંખલા ગુજરાતી સમાજની સામે લાવી શકાય તે માટે આ પ્રયત્ન છે. તેઓ શું વિચારી રહ્યા છે ? એ જાણી શકાય એમાં અમે કેટલા સફળ થયા છીએ એ વાચકો જ કહેશે.

શ્રી ધીરૂભાઈ પટેલ
૨૬, સિદ્ધિ વિનાયક સોસાયટી
મહાદેવનગર પાસે, જંબુસર- ૩૯૨ ૧૫૦

# ઈદમ્ ન મમ

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્રના સંસ્થાપક ડૉ. જી. એન. દેવીની મુલાકાત- સંપાદક

સવાલ : 'ઢોલ' મેગેઝીન શરૂ કરવા પાછળનો ઉદ્દેશ શું છે ?

જવાબ : ગુજરાત રાજયના અલગ-અલગ વિસ્તારોમાં ગુજરાતી અલગ-અલગ સ્વરૂપોમાં બોલાય છે. સુરતની ગુજરાતી અને રાજકોટની ગુજરાતી અલગ હોય છે. ભાષાના આ જુદા સ્વરૂપોને Dialect કહેવામાં આવે છે. આદિવાસી જે ભાષા બોલે છે એ ગુજરાતી ભાષાની માત્ર ડાયલેકટ છે- પેટાભાષા છે એવું અત્યાર સુધી માનવામાં આવતું હતું. પણ વસ્તુસ્થિતિ તેનાથી જુદી છે. ખરેખર કુંકણા ભાષા સમજવામાં ગુજરાતી ભાષીને ખૂબ જ મુશ્કેલી પડે છે. તો પછી કુંકણાને અલગ ભાષાનું સ્થાન આપવામાં શું વાંધો છે? અને જો આપણે ભારતની વસતિગણતરીના આંકડા જોઇએ તો તરત ખબર પડે છે કે ત્યાં કુંકણાનો ઉલ્લેખ સ્વતંત્ર ભાષા તરીકે કરેલો છે અને આવી માત્ર એક નહિ પણ ૧૯૭૧ ની વસતિગણતરીના આધારે નેવું ભાષાઓ છે,જેમનું સ્વતંત્ર અસ્તિત્વ છે, જેમાં દરેક માટે દસ હજારથી વધારે બોલનારાઓ છે. તો પણ પ્રમુખ ભાષા બોલતા ભારતીય તેમાંથી (અર્થાત નેવું) મોટાભાગની ભાષાઓને Dialect માન્યા કરે છે. શું આ એક પ્રકારનો અન્યાય નથી?

માતૃભાષાનું મહત્ત્વ વ્યકિતના ઉછેરમાં ખૂબજ હોય છે. જે રીતે માતા અને પિતાની બાળકને જરૂર હોય છે, તે જ રીતે માતૃભાષાની પણ જરૂરિયાત હોય છે. ભાષા વિના અન્ય પ્રાણીઓ અને માનવીઓ વચ્ચે શું ફેર? ભાષા એ જ તો એક માત્ર માનવીને માનવી તરીકે ઓળખાણ અપાવતી સામાજિક સંસ્થા અને શકિત છે. અને તેથી જો આપણે કોઇની માતૃભાષા જ અમાન્ય કરતા હોઇશું તો તેઓનું માનવીયપણું અમાન્ય કરી રહયા છીએ એવો અર્થ નથી થતો? આપણી અજ્ઞાનતાને લીધે અમાન્ય થયેલી ભાષાઓમાંથી મોટાભાગની ભાષાઓ આદિવાસીઓની છે. એટલે ભારતના આદિવાસીઓનું માનવીયપણું અમાન્ય કરવા માટે એમની ભાષાઓને માતૃભાષાઓનો દરજ્જો ન આપવાનું આ એક પ્રચંડ સામાજિક કાવતરૂં ગણાવી શકાય. તેના વિરોધમાં 'ઢોલ ' સ્થાપવાની કલ્પના પહેલીવાર મારા અને ભાષાકેન્દ્ર ના બીજા મિત્રોના મનમાં અવતરી.

સવાલ : ઢોલની શરૂઆત કેવી રીતે થઇ?

જવાબ : જયારે અમને એવું લાગ્યું કે આદિવાસી બોલીને ભાષા હોવાનો સાંસ્કૃતિક હક્ક મળવો જ જોઇએ ત્યારે, પહેલાં તો ઘણા બધા સૈદ્ધાંતિક પ્રશ્નો અમારી સામે ઊભા થયા. સૌથી મોટો પ્રશ્ન એ હતો કે મૌખિક સ્વરૂપમાં જે ભાષાની સાહિત્યકૃતિ છે તેને લિખિત સ્વરૂપ આપવાથી એ મૌખિક પરંપરાને જ બાધ તો નહિ આવે? ઘણા બધા મૌખિક સાહિત્યના અભ્યાસીઓ સાથે ચર્ચા કર્યા પછી એવું લાગ્યું કે મૌખિક પરંપરાના સાહિત્યને માત્ર લિખિત સ્વરૂપ આપવાની જરૂર નથી પણ ખૂબ જ જલ્દીથી એમાં કામ કરવાની જરૂર છે. કારણ કે આ મૌખિક પરંપરા ખૂબ ઝડપથી લુપ્ત થઇ રહી છે.

બીજો પ્રશ્ન હતો લિપિ અંગેનો. મોટાભાગના આદિવાસીઓ બે અથવા કયાંક કયાંક ત્રણ રાજયોની સીમા પર

વસેલા છે. જેમ કે કોરકુ મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રમાં, કુંકણા ગુજરાત અને મહારાષ્ટ્રમાં, ભીલ રાજસ્થાન, ગુજરાત અને મધ્યપ્રદેશમાં છે. તો કોરકુ માટે હિન્દી દેવનાગરી રાખવી કે પછી મરાઠી દેવનાગરી (જેમાં ણ, ળ જેવા અક્ષરો હોય છે), ભીલી ભાષા માટે ગુજરાતી દેવનાગરી કે હિન્દી દેવનાગરી, કે તદ્દન નવી જ લિપિ દરેક ભાષા માટે ઘડવી. અમેં નક્કી કર્યુ કે જે રાજયમાં અમુક આદિવાસી પ્રજાની વસતિ વધારે છે એ રાજય ભાષાની લિપિને આદિવાસી ભાષા માટે વાપરવી. એટલે કે, કુંકણા ભાષા ગુજરાતના ડાંગ, વલસાડ, નવસારી, સુરત જિલ્લામાં અને મહારાષ્ટ્રમાં નાસિક જિલ્લામાં બોલાય છે, પરંતુ કુંકણા ભાષી વધારે સંખ્યામાં ગુજરાતમાં છે એટલે ઢોલની કુંકણા આવૃત્તિ માટે ગુજરાતની લિપિ અમે સ્વીકારવાનું નક્કી કર્યુ. આમાં એક તત્ત્વ એ પણ હતું કે લિપિ અને બોલીનો સંબંધ માત્ર યોગાનુયોગ હોય છે, એનુ કોઇક તાર્કિક નથી. લિપિ એ ભાષા નથી જેથી દરેક મૌખિક બોલાતી ભાષા પણ ભાષા જ છે. લિપિ નહી હોવાથી એનું ભાષાપણું જરાય ઓછું નથી થતું.

ત્રીજો પ્રશ્ન હતો કે સામયિક મુદ્રિત સ્વરૂપમાં બનાવવું કે પછી ધ્વનિમુદ્રિત સ્વરૂપમાં. અમને લાગ્યું કે મુદ્રિત સ્વરૂપમાં સામયિક બહાર પાડવાથી જેટલા આદિવાસી પોતાની ભાષામાં લખવા માંગે છે તેઓની ભાષિક કૃતિશીલતા માટે યોગ્ય મંચ ઊભો થશે. ધૂળિયા તરફથી વહારુ સોનવણે અને કેશવ મેશ્રામ તેમજ નંદુરબાર તરફ ચામુલાલ રાઠવા જેવા કવિ તૈયાર થઇ રહયા છે. અને તે માત્ર પોતાની આદિવાસી માતૃભાષામાં લખવાનું પસંદ કરે છે. તેઓનું પણ કોઇ સામયિક હોવું જોઇએ.

આ બધા વિચારો નક્કી થયા પછી સામયિક ના સ્વરૂપ વિશે વિચાર શરૂ થયો. એટલે અમે બધા મિત્રો કોઇક આદિવાસી ગામડામાં મળીશું એવું નક્કી કર્યું. ૨૬ મી માર્ચ, ૧૯૯૭ ના રોજ ડૉ. ભગવાનદાસ પટેલ, ડાહ્યાભાઇ વાઢુ, સુભાષ ઇસાઇ, ચામુલાલ રાઠવા, સુભાષ પાવરા, ડૉ. રવિકાંત જોષી, અને ડૉ. અજય દાંડેકર સાથે અમે સાપુતારા મુકામે ભેગા થયા. મેં અંગત રીતે નક્કી કરેલું કે ''તારપો'' નામથી સામયિક ચલાવીશું. મારી ઇચ્છા હતી કે એની એક આવૃત્તિ આદિવાસી બોલીમાં અને બીજી આવૃત્તિ અંગ્રેજી અનુવાદમાં પ્રકટ થાય. મારી નજર સામે તે પહેલા મારું સંપાદિત 'સેતુ' સામયિક ચાલતું હતું તેનો દાખલો હતો. મિટીંગની શરૂઆતમાં જ મેં દરેક મિત્રોને સામયિક માટે સારા નામનું સૂચન કરવાની વિનંતિ કરી અને 'અહો બત આશ્ચર્યમ્'' દરેક જણાએ અલગ અલગ રીતે 'ઢોલ'નું સૂચન કર્યું. એનું કારણ આદિવાસી જીવનમાં જન્મથી માંડીને મૃત્યુ સુધી વ્યકિતની સાથે 'ઢોલ'ના બોલ હોય છે. વળી ઢોલ દ્વારા વીસથી પણ વધારે અલગ-અલગ સંદેશા આદિવાસી એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડી શકે છે. એ આદિવાસીઓનો ટેલિફોન પણ હોય છે, રેડિયો પણ અને ટેલિવિઝન પણ. એટલે લગભગ અંગ્રેજીમાં જેને communication અથવા Media શબ્દો છે તે બધા વ્યવહાર માટે આદિવાસીઓમાં 'ઢોલ' છે. નામ તો સારું મળ્યું પણ ત્યાર પછી પ્રશ્ન આવ્યો કે આ સામયિકમાં સામગ્રી કેવી હશે? એ વાંચશે કોણ? એનું વિતરણ કેવી રીતે કરવું? એક તરફ ડૉ. અજય દાંડેકરે વિધાન કરેલું કે 'આ તો આજ સુધીના ઇતિહાસમાં આદિવાસી સંસ્કૃતિમાં બાહ્ય વિશ્વ એ કરેલા પ્રવેશનું સૌથી વધારે સાંસ્કૃતિક મહત્ત્વનું પગલું છે.' બીજી તરફ આવા બધા બાળબોધ પ્રશ્નો. આ બે વચ્ચે હું હતો. બે વચ્ચે ફસાયેલા મેં એવું નક્કી કર્યું કે જે મિત્રો આટલા ઉત્સાહથી 'ઢોલ' શરૂ કરવાની વાત કરી રહયા છે એમને જ તંત્રીપદની જવાબદારી સોંપીશું. મને થયું બે ચાર મહિના રખડયા પછી એ દરેક જણ આ બધો વિચાર પડતો મુકશે. પણ ત્યાર પછી જે બન્યું એ એક અદ્દ્ભૂત અનુભવ હતો. આદિવાસી બુદ્ધિ અને સંસ્કૃતિ વિશે મારા માટે એ ખૂબ જ મૌલિક પાઠ હતો. બન્યું એવું કે ઓગસ્ટ મહિનામાં સુભાષ ઇસાઇ એ રાઠવી ઢોલની આખી હસ્તપ્રત મારા ટેબલ પર મૂકી અને એ જયારે હું વાંચવા લાગ્યો ત્યારે કોઇ Anthropology ના પુસ્તકમાં ન મળે એવી સરસ અને મહત્ત્વની સાંસ્કૃતિક સામગ્રી એ હસ્તપ્રતમાં

જોવા મળી. ઓકટોબર ૧૯૯૭ માં છોટાઉદેપુર કોલેજમાં છોટાઉદેપુરના પહેલાના રાજવી વિરેન્દ્રસિંહ ચૌહાણના હસ્તે રાઠવી ઢોલની આવૃત્તિનું વિમોચન થયું. સુભાષ ઈશાઈ તો ખુશીના સાતમાં ઝુલા પર ઝૂલતા હતા. ડિસેમ્બર ૯૭ માં મોરઝીરા ગામે ડાહ્યાભાઇ વાઢુએ સંપાદિત કરેલ કુંકણા ઢોલનું આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા ભાષા તજ્જ્ઞ ડૉ. ડેવિડ ડોલ્બિના હસ્તે વિમોચન થયું. મોરઝીરામાં તે સાંજે આશરે બે હજારથી પણ વધારે કુંકણાભાષીઓ ભેગા થયા હતા. કોઈના લગ્નપ્રસંગથી પણ વધારે આનંદમાં આ વિમોચન કાર્યક્રમની ઉજવણી થઇ. ત્યારપછી પાવરા, દેહવાલી, અહિરાણી, ગોર-બંજારા, ભાંતુ, પંચમહાલી ભીલી, ડુંગરી ભીલી, અને ચૌધરી એમ દરેક ભાષામાંથી સાહિત્યપ્રેમી યુવાનો સ્વતઃ સામે આવ્યા. ઢોલની જવાબદારી લેવા તૈયાર થયા.

એવું બને છે કે કોઇકના મગજમાં કોઈ સરસ કલ્પના આવે પણ એ કલ્પનાને પ્રત્યક્ષ રૂપ આપવા માટે જે શ્રમ કરવો પડે છે, જે સામગ્રી ભેગી કરવી પડે છે એ કરવાની નવરાશ મળતી નથી. ઢોલ વિશે પણ કંઇક એવું જ થયું. જે હસ્તપ્રતો આવવા માંડી એ અમુક બોલીઓમાં હતી. હવે એ સામગ્રીનું ગુજરાતી અને મરાઠીમાં રૂપાંતર કરી ત્યારબાદ ઢોલનાં બીજા તંત્રીઓ સુધી પહોંચાડવાની જવાબદારી મારી પાસે આવી. શરૂઆતમાં મારું ગુજરાતી ભાષાનું જ્ઞાન આટલું સારું ન હતું કે આવા પ્રકારના અનુવાદ સારી રીતે હું કરી શકું. એટલે મેં તે વખતે મારી સાથે સાહિત્ય અકાદમી પ્રકલ્પમાં કાર્ય કરનારાં શ્રીમતી અરૂણા જોશીને અનુવાદનું કામ સોંપ્યું. એમનું અનુવાદ કૌશલ્ય સારું હતું જ, વળી એ ગુજરાતી અને મરાઠી બંન્ને ભાષા સારી રીતે જાણે છે. આ કામ વધતું ગયું. અને ધીમે ધીમે લગભગ બધા જ લેખોના અનુવાદ કરવાની જવાબદારી અરૂણાબેને ખુશીથી સ્વીકારી લીધી. એમનો ઉત્સાહ અને કૌશલ્ય જોયા પછી મેં એમને ઢોલના પ્રમુખ તંત્રી બનવાની વિનંતી કરી જે એમણે સ્વીકારેલી છે.

આમ માત્ર બે વર્ષના ટૂંકાગાળામાં 'ઢોલ' નામથી એક મોટું ભાષિક આંદોલન ગુજરાત અને મહારાષ્ટ્રના આદિવાસી વિસ્તારોમાં ઊભું થયું. મને લાગે છે અમારા વિચારો અને કૃતિથી પણ, જે સમયમાં આ આંદોલન નિર્માણ થયું એનું ઐતિહાસિક મૂલ્ય વધારે છે. કારણ કે લગભગ મૃતપ્રાય થતી જતી ભાષાઓને એક નવું જીવન પ્રાપ્ત થયું. જો એ ના મળ્યું હોત તો એના પરિણામસ્વરૂપે આપણને આદિવાસી રોષની લાગણી જોવા મળી હોત.

સવાલ : ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર એ શું છે?

જવાબ : ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર કોઇ વ્યવસાયિક પ્રકાશન ગૃહ નથી અને કોઇ Language research કેન્દ્ર પણ નથી. કેન્દ્રની સ્થાપના મેં ખૂબ જ વિચાર પૂર્વક અને વર્ષોનો અભ્યાસ કર્યા પછી આદિવાસી સંસ્કૃતિના જતનના હેતુ માટે કરેલી હતી. આદિવાસીનો અવાજ કયાંય પહોંચતો નથી. કહેવાતા પ્રમુખ પ્રવાહના સમાજને આદિવાસી વેદના અને વ્યથાની કંઇ જ સંવેદના નથી, તે વિશે મહાન અજ્ઞાન ધરાવતો આપણો સમાજ છે. આદિવાસી સંસ્કૃતિના સારા ગુણો વિશે કોઇ જાણતું નથી, કે નથી એમના ઇતિહાસ વિશે. દેશમાં આદિવાસીઓની સંખ્યા નવ કરોડ છે. ભારતીય સંસ્કૃતિના મોટા મોટા અભ્યાસકોને પણ માત્ર ઉત્તર ભારતના ઈન્ડો આર્યન અને દક્ષિણ ભારતના દ્રવિડીયન સંસ્કૃતિ વિશે જ જ્ઞાન હોય છે. પણ તે બે વચ્ચે જે બિહારથી રાજસ્થાન સુધીનો આદિવાસીનો સાંસ્કૃતિક વિસ્તાર છે, તે વિશે દરેક જણ અનભિજ્ઞ હોય છે. જાણે કોઇએ વાચાબંધીનો હુકમ આપ્યો હોય એવા ભયના અને સાંસ્કૃતિક વાચાહિનતાના ઓથાર નીચે આપણા દેશની પાંચ હજાર વર્ષની આદિવાસી સંસ્કૃતિ જીવી રહી છે. એવું કહું તો ખોટું નહિ કે મૃતપ્રાય થઇ રહી છે. આ સંસ્કૃતિ વિશે અભ્યાસ કરવો હોય, સંશોધન કરવું હોય, તે વિષયના લેખો અને ગ્રંથો પ્રસિદ્ધ કરવા હોય તો જે કેન્દ્ર ઊભું કરવું પડશે એ કેન્દ્રને ભાષા એ જ સંસ્કૃતિનો આત્મા છે એવું તત્ત્વ તો માન્ય કરવું પડશે જ ને? એટલે આ અભ્યાસકેન્દ્રની નિર્મિતિ થઇ ત્યારે ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર નામ પસંદ કરવામાં આવ્યું.

સવાલ : ભાષા કેન્દ્ર કઇ કામગીરી બજાવે છે?

જવાબ : ભાષા કેન્દ્રની પ્રવૃત્તિ અત્યારસુધીમાં ઘણી વિકસી છે. પ્રારંભમાં તણખલા જેવું દેખાતું કાર્ય આજે મહુડા જેવું વિશાળ બન્યું છે. આજે કેન્દ્ર સ્વતંત્ર પ્રકાશનગૃહનું કાર્ય કરે છે. જે અંતર્ગત આદિવાસી ચેતનાનું સામયિક 'ઢોલ' કુંકણા, રાઠવી, પાવરી, અહિરાણી, પંચમહાલી ભીલી, ડુંગરી ભીલી, ચૌધરી, ભાંતુ, દેહવાલી, ગોર-બંજારા, મરાઠી, જેવી અગિયાર ભાષાઓમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ ઉપરાંત આદિવાસી લેખકો દ્વારા પોતાની જ ભાષામાં તેમજ અન્ય ભાષાઓમાં લખાયેલ પુસ્તકો પ્રગટ કર્યા છે. જેમ કે 'પાવરા સમાજ અને સંસ્કૃતિ'-લે. પ્રા. ડી. જી.પાટીલ, 'તેજગઢના ગીતો'-સંકલન અને સંપાદન શ્રીમતી મનિષા વરિયા અને શ્રી નગીન રાઠવા, 'ઝમ્મ ઝાંઝરિયું રે'-લે. શ્રીમતી રેવાબહેન તડવી, 'તેલાવને મેળે'-લે. શ્રી શંકરભાઇ તડવી, 'હાતપુડાન સાનિધ્યામાય આદિવાસી પાવરા સંસ્કૃતિ'-લે. સુભાષ પાવરા, 'આદિવાસી કમ્યુનિટિઝ એન્ડ લૅંગ્વેજીસ ઇન ઇન્ડિયા'-સંકલન કુ. નિમા ગઢિયા, 'આદિમ તાલનં સંગીત'-લે. ડૉ. સુધીર દેવરે, 'અજ્ઞાન કોશ' અર્થાત નશાબનીતિ-લે. શ્રી આત્મારામ કનીરામ રાઠોડ, અને 'આદિવાસી જાણે છે'-લે. ડૉ. જી. એન. દેવી.

તેજગઢમાં ટ્રાયબલ અકાદમીની સ્થાપના કરવામાં આવી છે, જયાં બે વર્ષનો ટ્રાયબલ સ્ટડીઝનો ડિપ્લોમા અભ્યાસ ચાલે છે. ચર્ચાસત્ર થાય છે, કુલ ૪૪ શાળાઓ આદિવાસી ગામોમાં ચાલે છે. ૧૫૫ માઇક્રો ક્રેડિટ ગ્રુપ્સ-અલ્પ ધિરાણ માટેની સ્વયં સંચાલિત ખેડૂતોની મંડળીઓ બનાવી છે. ૬૪ પાણીના આયોજન માટેની સ્વયં સંચાલિત મંડળીઓ બનાવવામાં આવી છે. એક મોટા આદિવાસી મ્યુઝિયમનું નિર્માણ કરવામાં આવ્યું છે. વિમુકત અને વિચરતી જનજાતિઓ માટે પંચમહાલમાં કલેશ્વરીના મેળાનું આયોજન કરવામાં આવે છે. આદિવાસી અને પોલીસ વચ્ચે તીરકામઠાંની હરિફાઇ યોજવામાં આવે છે. આદિવાસી સંસ્કૃતિને લગતા ગ્રંથોનું એક સરસ ગ્રંથાલય તેજગઢમાં બનાવેલું છે. ઉપરાંત ૪૦ ગામડાઓમાં ફરતું ગ્રંથાલય (મોબાઇલ લાયબ્રેરી) ચાલે છે. ટૂંકમાં 'અજ્ઞાનમુકત, રોગમુકત, કરજમુકત, સ્થળાંતરમુકત અને શોષણમુકત ગામડાઓ'ની કલ્પનાનું ધ્યેય નજર સામે રાખી જાતજાતની પ્રવૃત્તિ ભાષા કેન્દ્ર ચલાવે છે.

સવાલ : આ પ્રવૃત્તિમાં લોકોનો સહકાર કેવો છે?

જવાબ : કોઇપણ નવી કલ્પના લોકો સામે મુકવામાં આવે છે ત્યારે ગામડાઓની પ્રજા શરૂઆતમાં ખૂબ શંકાની દૃષ્ટિથી જોતી હોય છે. કારણ કે અત્યાર સુધી આદિવાસીઓને દરેક રીતે છેતરવામાં આવ્યા છે. પણ જયારે એમને ખાત્રી થાય છે કે એવા વિચાર પાછળ કોઇ લાભ કે લોભનો હેતુ નથી તો લોકો ખૂબ ઉત્સાહથી એ વિચાર સ્વીકારી લેતા હોય છે. ભાષા કેન્દ્રએ કોઇ નવી સ્કીમ આદિવાસીઓને વિશ્વાસમાં લીધા વગર અમલમાં મૂકી હોય એવું કયારેય બન્યું નથી. સિવાય ભાષાકેન્દ્રના કાર્યમાં મોટાભાગના કાર્યકર્તા પોતે આદિવાસી જ છે. એમને ખૂબ ગમે છે કે બીજા આદિવાસી વિસ્તારમાંથી આવતા કાર્યકર્તાઓને મળવું, એમના વિશે જાણવું, એમની પાસેથી કશુંક નવું શીખવું. ભાષા કેન્દ્ર તો માત્ર એક મંચ છે, તેના બધા સુત્રધારો અને કલાકારો પ્રત્યક્ષ આદિવાસીજ છે. તેથી લોકસ્વીકૃતિનો પ્રશ્ન કયારેય ઉપસ્થિત થતો નથી. રાજકારણીઓ અને અમુક સરકારના અધિકારીઓને આ કાર્ય પસંદ આવતું નથી. કારણ આદિવાસી ભણવા લાગ્યા, શિક્ષિત થયા, એમના વિચારો લખવા લાગ્યા તો સમાજમાં પરિવર્તન આવશે. અને દરેક સમાજમાં સ્થિતિશીલ વૃત્તિની વ્યકિત સંખ્યામાં ઓછી હોય છે.

સવાલ : આ કાર્યમાં કોઇ સમસ્યાઓ આવી?

જવાબ : ખૂબ જ, અગણિત. ભાષાકેન્દ્રના મધ્યવર્તી રહેલી કલ્પનાઓ અને વિચારો નવા વલણનાં છે. જેથી સ્થિતિશીલ જનોનો વિરોધ, પ્રત્યક્ષ આદિવાસી ગામડાઓમાં કામ ચાલે છે જેથી રાજકારણીઓનો રોષ,

આદિવાસીઓના વિવિધ પ્રશ્નો અંગે સંશોધન કર્યા પછી તે વિશેનું અભ્યાસપૂર્ણ લેખન પ્રકાશિત કરવું જેથી સરકારી અધિકારીઓની નારાજગી, શહેરીજનોને અને ખાસ કરીને મધ્યમવર્ગીઓને એમની સંવેદનહીનતા માટે ટકોરવાનું જેથી શહેરીજનોની નાખુશી, દરેક કાર્ય અને પ્રવૃત્તિ માટે ભંડોળની જરૂરિયાત હોવાથી કે જે ભાષા કેન્દ્ર પાસે ઘણી મુશ્કેલીથી ભેગું થાય છે, સંસાધનોની હંમેશ માટેની ખેંચ (Shortage), નવા નવા વિચારો ખૂબ ઝડપથી હાથમાં લઇ પ્રત્યક્ષ રૂપમાં એમને ઊતારવાની ભાષા કેન્દ્રની ટેવ જેથી પ્રતિગામી વિચારોથી ટેવાયેલા સાથીઓની પણ અસ્વસ્થતા... એક નહિ બે નહિ પણ અનેક પ્રશ્નો તો નડે જ છે. પણ ગાડું કોઇ દિવસ અટક્યું નથી. ચાલે જ છે, અને જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી હું માનું છું ભાષા કેન્દ્રની ગતિ સમસ્યાઓની શક્તિથી વધારે છે એવું કહી શકશો.

સવાલ : ભાષા કેન્દ્રની કામગીરીથી લોકોને શું લાભ થાય છે ?

જવાબ : દેશમાં આદિવાસી સાહિત્ય વિશે ઉત્સાહ, ઉલ્લાસ જાગ્યો છે. આદિવાસી બોલીના અસ્તિત્વને માન્યતા મળી રહી છે. આદિવાસી ગામડાઓમાં આત્મનિર્ભરતાનો મંત્ર ગુંજી રહયો છે. અને સુશિક્ષિત આદિવાસી યુવાનો પોતાના સમાજ વિશે સભાન થઇને કાર્યતત્પર બન્યા છે. બસ આટલું જ.

સવાલ : 'ઢોલ' અંગે લોકોનો પ્રતિભાવ કેવો છે?

જવાબ : 'ઢોલ'ની દસ અલગ અલગ આવૃત્તિના તંત્રીઓ એમના સુધી આવેલા પ્રતિભાવો મારી પાસે મોકલે છે. જે પરથી હું આદિવાસીઓમાં ઢોલ વિશેની સ્વાગતની ભાવનાનો અનુભવ કરું છું. આપણા દેશમાં કોઇ મહાભારત વાંચતું તો નથી પણ તે વિશે દરેક જણ જાણે છે. 'ઢોલ' વિશે ગુજરાતના દરેક જિલ્લામાં માહિતી છે પણ અંકોની સંખ્યા પરથી જોઇશું તો એનાથી પણ વધારે સારા પ્રતિભાવની મારી અપેક્ષા છે. મહાભારતના દાખલા પરથી હું કહી શકીશ કે સામયિકની છપાતી પ્રતોની સંખ્યા અને એનો સામાજિક પ્રભાવ એ બે વચ્ચે સરળ ગણિતનો સંબંધ હોતો નથી.

સવાલ : શું 'ઢોલ' એ સામાજિક ચળવળ છે?

જવાબ : સંપૂર્ણતઃ આદિવાસી ભાષામાં લખાયેલું, સંપૂર્ણતઃ આદિવાસીઓએ સંપાદિત કરેલું, સંપૂર્ણતઃ આદિવાસી જબાન અને સમાજ વિશે રહેલું સામયિક આદિવાસીઓ માટે સામાજિક આંદોલન ન બને એવું શક્ય છે? માત્ર ઢોલને કોઇ અમુક રાજકીય વિચાર પ્રણાલી સાથે લેવા દેવા નથી. એ કોઇ ધાર્મિક, રાજકીય કે વિશિષ્ટ વિચારપ્રણાલીનું સામયિક નથી. આ એક સાંસ્કૃતિક આંદોલન છે.

શરૂઆતમાં જયારે આદિવાસી બોલીઓમાં ઢોલ પ્રગટ થયો ત્યારે મરાઠી ભાષિકો પાસેથી ઉત્સુકતાના પત્રો આવવા લાગ્યા. એ પત્રોનો સૂર એવો હતો કે, તમે કોઇ રાજકીય આંદોલન તો શરૂ કર્યુ નથીને? એ પત્રલેખકોને નજર સામે રાખી મરાઠીમાં ઢોલ શરૂ કરવાનું નક્કી કર્યુ. ઢોલના મરાઠી આવૃત્તિની જવાબદારી પણ અરૂણાબેને સંભાળી લીધી. અમારી કલ્પના એવી હતી કે આદિવાસી બોલીઓના માધ્યમમાં ઢોલ સામયિકમાં જે લખાયેલું છે તેના નમૂના મરાઠી વાચકો સુધી પહોંચે, એ વાચકોમાં ઘણા બધાને એવી સામગ્રી જોયા પછી નવાઇ લાગી. એમને લાગ્યું કે ખરેખર આદિવાસી લેખક આટલું સારું લખી શકે છે? એમની નિરીક્ષણ શક્તિ ખરેખર જ આટલી પ્રગલ્ભ હોય છે? આવા સરસ ગીતો અને વાર્તાઓ આદિવાસી ભાષામાં હોય છે ખરાં? અમને લાગ્યું કે કદાચ ગુજરાતી વાચકોને પણ આ અને આવા બીજા પ્રશ્નના ઉત્તરો મેળવવાનો હક્ક તો ખરો જ. એટલે એવું નક્કી કર્યું કે ગુજરાતીમાં પણ ઢોલની આવૃત્તિ પ્રગટ થાય. અને એ પ્રગટ થઇ રહી છે તેનો મને સંતોષ છે.. આ બધુ આદિવાસી મિત્રોનું છે. ઇદમ્ ન મમ !

o

# ભારતીય સંસ્કૃતિનું
# આદિમૂળ : આદિવાસીઓ

ડૉ. ભગવાનદાસ પટેલ

*ગુજરાતના ઉત્તર સીમાડે આવેલ ખેડબ્રહ્મા, જિ. સાબરકાંઠાના શિક્ષકનો વ્યવસાય સ્વીકારી આદિવાસી અંગે સંશોધન કરવામાં આયુષ્ય ખર્ચી નાખનાર ડૉ. ભગવાનદાસ પટેલને ગુજરાત સાહિત્ય અકાદમી અને ગયા વર્ષે કેન્દ્રીય સાહિત્ય અકાદમીએ સન્માન કર્યું છે. તેમણે સંપાદિત કરેલ 'ભીલોનું ભારથ', 'રામસીતમાની વારતા' અને અન્ય કથાસાહિત્ય માટે ભીલીભાષાને 'ભાષા સન્માન' નો પુરસ્કાર પ્રાપ્ત થયો છે. મૂળે પુરાતત્ત્વવિદ્ એવા ડૉ. પટેલે અહીં આ વિસ્તારના સંશોધનમાંથી મળેલા પુરાવાઓને આધારે અહીંના ભીલ આદિવાસીઓનો પ્રાચીન ઈતિહાસ અને સ્થાન અંગે પોતાનું તારતમ્ય રજૂ કર્યું છે.*

**સંસ્કૃતિ :**

માનવ અને તેના સમાજના અભ્યાસીઓ માનવસમૂહની સમગ્ર જીવનરીતિ એટલે કે તેની રહેણીકરણી, પ્રથા-પરંપરા, ધાર્મિક અનુષ્ઠાન અને સામાજિક વિધિ-વિધાન, ચૈતસિક વ્યાપારો, વાણી, વલણો, ટેવો વગેરેના સામાજિક વારસાને સંસ્કૃતિ (Culture) કહે છે. આ રીતે વિચારીએ તો માનવ સંસ્કૃતિનો ઉદ્ભવ માનવજીવનના આરંભથી થયેલો ગણાય.

**સંસ્કૃતિનું સમયપત્રક :.**

માનવ સંસ્કૃતિની ઉત્ક્રાંતિના આ કાળખંડને અભ્યાસીઓ દ્વારા ત્રણ યુગોમાં વિભાજવામાં આવ્યો છે. આરંભના સમયખંડને 'પ્રાગૈતિહાસિક યુગ' કહેવામાં આવે છે. આ પછીના સમયને 'આદિ ઐતિહાસિક યુગ' અને અંતિમ એટલે કે અત્યાર સુધીના કાળને 'ઐતિહાસિક યુગ' કહેવામાં આવે છે.

ઉપર પ્રમાણેના કાળ વિભાજન માટે મુખ્ય માનદંડ એ સ્વીકારવામાં આવ્યો છે કે માનવ અભિવ્યક્તિ માટે જરૂરી લેખનકળાના વિકાસ પૂર્વેનો સમય તે 'પ્રાગૈતિહાસિક યુગ' અને તે પછીનો તરતનો સમય તે 'આદિ ઐતિહાસિક યુગ'.

કાલમાનની ગણતરીની દૃષ્ટિએ પ્રાગૈતિહાસિક યુગ (બે લાખથી પાંચ હજાર વર્ષ પૂર્વેના સમયખંડ) ને ચાર પેટા વિભાગોમાં વહેંચવામાં આવે છે :

પ્રાચીનાશ્મ (પ્રાચીન પાષાણ) યુગ, મધ્યાશ્મ (મધ્ય પાષાણ) યુગ, અન્ત્યાશ્મ (અંત્ય પાષાણ) યુગ અને નવાશ્મ (નવ પાષાણ ) યુગ કે લઘુ પાષાણ યુગ.

ભારતમાં પ્રાગૈતિહાસિક યુગનો પ્રારંભ બે લાખ વર્ષ પૂર્વે થયેલો ગણાય છે, પણ તેનો અંતિમ સમયખંડ કે જેને નવ પાષાણ યુગ કે લઘુ પાષાણ યુગ કહેવામાં આવે છે, તે ફક્ત છ હજારથી ચાર હજાર વર્ષ પૂર્વકાલીન ગણાય છે.

### ઉત્તર ગુજરાતનો પ્રાગિતિહાસ :

અહીં આપણો ઉપક્રમ પૂર્વે આનર્તના નામે ઓળખાતા અને અત્યારે ઉત્તર-પૂર્વ દિશા તરફ અરવલ્લી પહાડ સુધી વિસ્તરેલા ઉત્તર ગુજરાતમાંથી પ્રાપ્ત પાષાણ ઓજારો આધારે તત્કાલીન માનવનો પ્રાગિતિહાસ આલેખવાનો છે. આ પ્રાગૈતિહાસિક સંશોધન દુનિયાના અતિ પ્રાચીન અરવલ્લી પહાડની અકેન્દ્રિત હારમાળાઓની તળેટીઓ અને આ હારમાળાઓમાંથી નીકળતી હરણાવ, કોસંબી, ભીમાક્ષી (ભીમશંકરી), દુકાળી અને સાબરમતી જેવી નદીઓની ભેખડો પૂરતું મર્યાદિત છે.

### ખેડબ્રહ્મા ક્ષેત્રમાંથી પ્રાપ્ત પ્રાગૈતિહાસિક અવશેષો :

સંશોધનના પ્રથમ તબક્કામાં પુરાણોમાં બ્રહ્મક્ષેત્રના નામે ખ્યાત સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા ક્ષેત્રમાંથી આ સંશોધકને પ્રાગૈતિહાસિક યુગના માનવની ૮૫ વસાહતો, ૭૫૫ પાષાણ ઓજારો અને ૧૬ પાષાણ સમાધિઓ પ્રાપ્ત થઇ છે. આ મૂલ્યવાન પૂર્વકાલીન, પુરાતાત્ત્વિક ભૌતિક સંપત્તિનું સંશોધન અને સંકલન કરતાં અહીંથી પ્રાપ્ત પાષાણ ઓજારોમાં સવિશેષ ગર્ભો, કુઠાર (કુહાડીઓ), ચૂલિયાં, છરા, પાનાં, બાણ, પતરીઓ, ઘણ, બાલેન્દુ, પદક વગેરે કાપવાનાં, ચીરવાનાં, ગોડવાનાં, કોતરવાનાં, પહેરવાનાં, અને મારવાનાં ધારદાર ઓજારો છે જેમનો ઉપયોગ તત્કાલીન માનવે કર્યો છે.

### ઉત્તર ગુજરાતની ઉત્તર પ્રાચીન પાષાણ યુગ અને અંત્યાશ્મ યુગની સંસ્કૃતિઓ :

ખેડબ્રહ્મા તાલુકામાંથી જે અશ્મ ઓજારો પ્રાપ્ત થયાં છે, તેમને કાલનિર્ણય કરવા માટે સ્વરૂપની દૃષ્ટિએ બે વિભાગમાં વહેંચી શકાય છે :

(અ) મોટાં પાષાણ ઓજારો અને, (આ) લઘુ પાષાણ ઓજારો

ગુજરાતનાં અન્ય સ્થળેથી અને ભારતમાંથી પ્રાપ્ત આવા સ્વરૂપનાં પાષાણ ઓજારો સાથે ખેડબ્રહ્મા તાલુકામાંથી પ્રાપ્ત પાષાણ ઓજારોની તુલના કરતાં માલુમ પડે છે કે મોટાં પાષાણ ઓજારો (અ) ઉત્તર પ્રાચીન પાષાણ યુગનાં છે. કાલંમાનની રીતે તપાસતાં સમજાય છે કે આ મોટાં અશ્મ ઓજારો આશરે ૭૦ હજાર વર્ષ પૂર્વકાલીન છે. જ્યારે લઘુ પાષાણ ઓજારો (આ) અંતિમ પાષાણ યુગનાં છે. કાલમાનની રીતે આ લઘુ ઓજારો પણ ૫ હજાર વર્ષ પૂર્વકાલીન છે. આ તુલનાથી ફલિત થાય છે કે આશરે ૭૦ હજાર વર્ષ પહેલાંથી આરંભી ૫ હજાર વર્ષ સુધી પોતાનું જીવન ટકાવી રાખવા માટે આ વિસ્તારના તત્કાલીન માનવે વિવિધ પાષાણ ઓજારોની રચના કરી. એણે યોગક્ષેમ માટે વિધ-વિધ પ્રવૃત્તિઓ કરી છે; અને આનંદ મેળવવા માટે વિવિધ કલાત્મક પ્રવૃત્તિઓ કરી છે. આ પ્રવૃત્તિઓ જ આજની આપણી સંસ્કૃતિનું વિકસિત રૂપ છે.

### ઉત્તર પ્રાચીનાશ્મ યુગના માનવની પ્રવૃત્તિઓ :

પ્રાચીન પાષાણ યુગનાં પ્રાપ્ત ધારદાર ચૂલિયાં, કુહાડીઓ અને ચપ્પાનાં પાના આકારની પતરીઓનો ઉપયોગ તે કાળના માનવે પ્રાણીઓનું માંસ કાપવા અને હાડકાંમાંથી માંસ કે ચરબી કાઢવા માટે કર્યો છે. અહીંથી પ્રાપ્ત ધારદાર પતરીઓ જળકૂકડી જેવાં જલચર પક્ષી કે માછલાંને ચીરવા માટે પણ કામ લાગે તેવી છે. ત્રિકોણાકાર મોટી પતરીઓનો ઉપયોગ લાકડાના હાથામાં જડીને દુશ્મનો કે જંગલી પ્રાણીઓને મારવા માટે કે શિકાર કરવા માટે થયો લાગે છે. જીવનયાપન માટે કરેલી આ બધી પ્રવૃત્તિઓ તત્કાલીન માનવના ભટકતા અને અસ્થિર જીવનની દ્યોતક છે. આ પ્રકારની પ્રવૃત્તિઓ આ પ્રદેશમાં ઉત્તર પ્રાચીન પાષાણયુગ પૂર્વેથી શરૂ થઇને લઘુ પાષાણ યુગ સુધી ચાલી છે.

**લઘુ પાષાણ યુગ અને નવ પાષાણ યુગના માનવની પ્રવૃત્તિઓ :**

બાલેન્દુ જેવી લઘુ પતરીઓની એક બાજુ સહેતુક બુઠ્ઠી બનાવવામાં આવી છે. આવી વિશિષ્ટ પતરીઓને અર્ધગોળાકાર હાડકાં કે લાકડામાં સમૂહબદ્ધ જડીને દાતરડા જેવાં ઓજારો બનાવવામાં આવ્યાં છે. આવાં બુદ્ધિપૂર્વક બનાવેલાં વિશિષ્ટ પ્રકારનાં ઓજારોનો ઉપયોગ ખાદ્ય ધાન્યનાં કણસલાં અને ફળોની ડાળીઓ કાપવા માટે થયો છે, તેવું બાલેન્દુના નિરીક્ષણના આધારે સબળ અનુમાન થઇ શકે છે. ચૂલિયાં જેવા મોટાં ફાડચાંનો ઉપયોગ જમીનમાંથી કંદમૂળ ખોદીને ખાવા માટે થયો છે. ખોદીને કંદમૂળ ખાવાની પ્રવૃત્તિમાંથી જ હળ દ્વારા જમીન ખેડીને ખેતી કરવાની સમજ પ્રાક્-માનવમાં વિકસી છે અને ધીમેધીમે તે ખેતીલાયક મેદાનો તરફ ખસીને સ્થિર થયો છે.

સંશોધનના બીજા તબક્કામાં આ સંશોધકને સાબરકાંઠા જિલ્લાના હિંમતનગર અને ઇડર તાલુકામાં વિસ્તરેલ અરવલ્લી પહાડની હારમાળાઓની તળેટીમાં વસેલ જામળા, લીખી, કપોડા, દોલગઢ, શેતાનપુરા અને ચૂડાસણા જેવાં ગામોમાંથી લઘુ પાષાણ યુગનાં ૨૫ સ્થળો પ્રાપ્ત થયાં છે. આ સ્થળેથી અકીક અને ચર્ટનાં વિવિધરંગી અને સફાઇદાર લઘુ ઓજારો અને કેટલીક કોતરણીઓ પ્રાપ્ત થયાં છે. જ્યારે સંશોધનના ત્રીજા તબક્કામાં ઇડર તાલુકાના શીંગા અને દેશોત્તર ગામમાંથી પ્રાક્-માનવનાં ખડકચિત્રો અને લઘુ અશ્મ ઓજારો પ્રાપ્ત થયાં છે. આ ઉપરાંત બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકામાં વિસ્તરેલ અરવલ્લી પહાડના ભાગરૂપ માણેકનાથના ડુંગરમાંથી આદિમાનવની વસવાટની ગુફાઓ અને લઘુ અશ્મ ઓજારો પ્રાપ્ત થયાં છે.

અહીં પ્રાપ્ત વિવિધ સ્થળોની પ્રાગૈતિહાસિક ભૌતિક સામગ્રીનું સંકલન અને સંદર્શન કરતાં તત્કાલીન માનવની કેટલીક વિશેષ પ્રવૃત્તિઓ અને વિકાસશીલ સંસ્કૃતિનાં દર્શન થાય છે.

ગર્ભો કે પતરીઓના એક છેડાને ત્રાંસો તોડીને તીક્ષ્ણ બનાવેલી અણીવાળી કોતરણીઓ ખડક પર ચિત્રો કે ભાત કોતરવાની કળાના નિર્દેશો આપે છે. લાલ રંગથી દોરેલાં આ ચિત્રો તત્કાલીન જંગલમાં સ્થિત પ્રાણીઓનો ખ્યાલ આપે છે. આ પ્રાણીઓ તે સમયના માનવનો આહાર હતા. શીંગા ગામનાં ચિત્રો અંત્ય પાષાણ યુગનાં હોવાની સંભાવના છે, જયારે દેશોત્તર ગામનાં ચિત્રો લઘુ પાષાણ યુગ કે આદિ ઐતિહાસિક યુગનાં હોવાની સંભાવના છે. આ ચિત્રો પ્રાગૈતિહાસિક સંસ્કૃતિના ઉદય અને ક્રમિક વિકાસના આધાર પૂરા પાડે છે.

ખેડબ્રહ્મા તાલુકાના ખેડવા ગામના 'ડેગર ફળા' નામના સ્થળેથી પ્રાપ્ત પહેલદાર ગર્ભ પર શાર પાડેલું પદક અને વિવિધરંગી પથ્થરોને તપાસતાં આ પથ્થરોનો ઉપયોગ તત્કાલીન માનવ આભૂષણો માટે કરતો હશે એવું સાધાર અનુમાન થઇ શકે છે.

ખેડબ્રહ્મા તાલુકાના ઘોળી ગામની પ્રાથમિક શાળા પાસે અણઘડ પથ્થરોમાંથી બનાવેલી ભીંતોના અવશેષો પ્રાપ્ત થયા છે. આ ભીંતથી થોડે દૂર બે અશ્મ સમાધિઓનાં વર્તુળાકાર નિશાનો પ્રાપ્ત થયાં છે. આ ઉપરાંત અન્ય અશ્મયુગીન સ્થળેથી સમાધિઓનાં બીજાં ૧૪ નિશાનો પ્રાપ્ત થયાં છે. આથી સાધાર અનુમાન થઇ શકે છે કે તત્કાલીન માનવ જયાં આવાસ માટે ખડકોની કુદરતી ગુફાઓ નહીં હોય, ત્યાં ખરાબ હવામાનથી બચવા ભીંતો પણ ચણતો હશે અને માણસ મરી જાય ત્યારે શબને પોતાના આવાસ નજીક જ દાટતો હશે.

અહીંથી પાષાણકાલીન જે સ્થળો પ્રાપ્ત થયાં છે, લગભગ તે બધાં જ સ્થળો નદીકિનારે આવેલી ભેખડો અને જળાશય પાસે આવેલી ટેકરીઓ ઉપરથી કે તળેટીમાંથી પ્રાપ્ત થયાં છે. ખાસ કરીને આવાં સ્થળો ટેકરીઓની આડશવાળાં છે. આવાં રહેઠાણો માનવસંસ્કૃતિના વિકાસની પાયાની જરૂરિયાત જળ અને સુરક્ષાના નિર્દેશો આપે છે. ગરમ હવામાનથી બચવા તે સમયનો માનવ ઘટાદાર વૃક્ષોની નીચે, ટેકરીઓની આડશમાં અને તળ

જમીનથી ઊંચી જગાએ રહેતો હશે કે જ્યાં બારે માસ કુદરતી પાણીની વ્યવસ્થા હોય.

અંત્ય અને લઘુ પાષાણ યુગનો માનવ પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે અવારનવાર સ્થળાંતર પણ કરતો હશે, એવું અનુમાન ખેડબ્રહ્મા તાલુકાનાં ૭૨ ગામોની થયેલી સઘન સ્થળ-તપાસના આધારે કરી શકાય છે. આ ૭૨ ગામોની સ્થળ-તપાસમાંથી ફકત ૩૨ ગામોમાંથી જ ૮૫ જેટલા અશ્મકાળનાં સ્થળો પ્રાપ્ત થયાં છે, જે સ્થળો તે સમયના માનવનું અવારનવાર થતું સ્થળાંતર સૂચવે છે.

**લઘુ પાષાણ યુગના લાંઘણજ ગામના ટીંબા :**

આ સ્થળાંતર પહાડી પ્રદેશમાંથી ધીમેધીમે મેદાન તરફ થયેલું છે તેના પણ સાધાર નિર્દેશો મળે છે. આ આધારો મહેસાણા જિલ્લાનું લાંઘણજ ગામ પૂરા પાડે છે. અહીં આવેલા ટીંબાનું ખોદકામ ૧૯૬૩ના સમયખંડમાં છ થી સાત વાર કરવામાં આવ્યું છે. ઉત્તર ગુજરાતનું આ ઘણું જ સમૃદ્ધ પ્રાગૈતિહાસિક સ્થળ છે. અહીંથી પ્રાપ્ત ભૌતિક સામગ્રીના સંકલન અને સંદર્શનના આધારે આ કાળને ઉત્તર ગુજરાતની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિનો ''પ્રાતઃસંધ્યા યુગ'' કહેવામાં આવે છે. આ સમય લઘુ પાષાણ યુગનો છે.

અરવલ્લી પહાડી પ્રદેશમાં વસતો પ્રાગૈતિહાસિક માનવ જંગલી હોવાથી જીવનયાપન કુદરતી ધાન્યો એકઠાં કરીને અને જંગલી પ્રાણીઓનો શિકાર કરીને કરતો હશે. પણ જેમજેમ તે મેદાનો તરફ ખસતો ગયો હશે, તેમતેમ તેના જીવનમાં સ્થિરતા અને સ્વાવલંબન આવતા ગયા હશે. તે પશુપાલક બન્યો હશે અને એક જગાએ સ્થિર થવા ખેતી તરફ વળ્યો હશે. ધાન્યો જેવી જીવનજરૂરી વસ્તુઓના સંગ્રહની વૃત્તિના કારણે તે આગળ જતાં ગ્રામવાસી અને વધુ જરૂરિયાતો સંતોષવા નગરવાસી થયો હશે.

**મેદાનોના પશુપાલકો અને કૃષકો :**

અંત્યાશ્મયુગનો માનવ મુખ્યત્ત્વે પશુપાલક હશે તેનો ખ્યાલ લાંઘણજના ટીંબામાંથી પ્રાપ્ત ગાય, ઘેટાં, બકરાં, ભેંસ જેવાં પાળેલાં જાનવરોના હાડકાંથી આવે છે. આ સ્થળેથી અનાજ વાટવાના પથ્થરો અને નીલગાય, હરણ, સાબર જેવાં જંગલી પ્રાણીઓનાં હાડકાંના અવશેષો પણ પ્રાપ્ત થયા છે. આ સામગ્રી તત્કાલીન માનવ મિશ્રાહારી હોવાનાં સબળ પ્રમાણો પૂરાં પાડે છે.

લાંઘણજમાંથી મળેલું ડેન્ટેલિયમ નામનું શંખલું આ લોકોનું સમુદ્ર સુધીનું આવાગમન સૂચવે છે.

અહીંથી મળેલ લઘુ પાષાણ ઓજારો, માટીના વાસણોનાં ઠીકરાં, એક તાંબાનો મોટો ચપ્પુ અને લોઢાનું પાનું પ્રારંભિક લોહયુગના આરંભનો નિર્દેશ આપે છે. આ ઉપરાંત લાંઘણજમાંથી ૧૩ માનવ હાડપિંજરો મળી આવ્યાં છે. આ બધા શબો ઉત્તર-દક્ષિણ દિશામાં રાખવામાં આવ્યાં હતાં. આ પ્રથા તેઓની મરણોત્તર જીવન વિશેની ધાર્મિક માન્યતા અને સંઘભાવનાના ખ્યાલો સૂચવે છે.

**નિષાદ સંસ્કૃતિ :**

વેદોમાં આ પ્રજાતિનો ઉલ્લેખ 'નિષાદ' નામથી થયો છે. પ્રજાતિના અત્યારના અભ્યાસીઓ આ જાતિને 'આદિ આગ્નેય' કે 'આદિ નિષાદ' કહે છે.

નિષાદો ૧૦ થી ૮ હજાર વર્ષ પૂર્વેના સમયમાં આ દેશમાં વસતા હતા એવું માનવામાં આવે છે. મોટા ભાગે નદીઓના કિનારે રહેતા આ લોકોએ નવ પાષાણ યુગની સભ્યતાનો વિકાસ કરી પ્રાગૈતિહાસિક યુગથી ભારતીય સંસ્કૃતિના નિર્માણમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. માટીનાં વાસણ બનાવવાં; ચોખા, નાળિયેર, કેળા, કપાસ,

શેરડી અને નાગરવેલનાં પાનની ખેતી અને આ ઉત્પાદનનો પ્રારંભ; સુતરાઉ કપડાં વણવાની શરૂઆત; વસ્તુઓની ગણતરી કોડી (૨૦)ના એકમથી કરવી; લગ્ન તથા ધાર્મિક વિધિઓમાં સિંદુરનો ઉપયોગ ; જાદુ-ટોણામાં વિશ્વાસ; વૃક્ષ, સાપ અને લિંગની પૂજા; મૃત્યુ પછી આત્માનું અસ્તિત્વ અને આત્માનો બીજી યોનિમાં જન્મ ધારણ કરવો વગેરે બાબતો પર અસ્પષ્ટ વિચાર; કૂર્મ વગેરે અવતાર સંબંધી કથાઓનો પ્રચાર; સૃષ્ટિ-રચના બાબતની અનેક કલ્પિત કથાઓ (જેમાંના કેટલાક વિચારો ઋગ્વેદના નારદીય સૂક્ત સાથે મળતા આવે છે.); ઇંડામાંથી વિશ્વરચના જેવી કથાઓ અને એવી બીજી કેટલીક વાતો એમની ભેટ છે. એ કથાઓ પાછળથી પૌરાણિક હિન્દુ ધર્મમાં અપનાવી લેવામાં આવી અને તે કેટલાક પરિવર્તન સાથે પૌરાણિક કથાઓ બની ગઈ.

**ભીલ સંસ્કૃતિ :**

ઉપર સૂચવેલાં નિષાદ સંસ્કૃતિનાં ઘણાં બધાં ઉપાદાનો આજે પણ આ વિસ્તારમાં વસતા ભીલ આદિવાસીઓની સામાજિક અને ધાર્મિક જીવનરીતિમાં સચવાયેલાં જોઇ શકાય છે. જેમકે તેઓના પ્રાચીન કંઠસ્થ લોકસાહિત્યમાંથી મળતા અહુરી (ચોખા), નાળિયેરી, કદળી, કપાસ, વગેરેના ઉલ્લેખો; તેઓની પૂર્વકાલીન કથા, પૃથ્વીની ઉત્પત્તિમાંથી વીસના એકમની ગણતરી (વીસ ઝુગ વરતાયા); નવલાખ દેવીઓના અરેલામાંથી પ્રાપ્ત સિંદુરી રંગના વડ (એંદુઓ વર)ના ઉલ્લેખો; અત્યારે ઉજવાતાં લગ્નો અને ધાર્મિક વિધિઓમાં સિંદુર અને હળદરનો છૂટથી થતો ઉપયોગ; જાદુ-ટોણાના મંત્રો અને તેમાં પૂરા સમાજની પ્રગાઢ આસ્થા; પીપળ, વડ અને બીલીના વૃક્ષમાં અનુક્રમે પીપળઋષિ, નવલાખ દેવીઓ અને શિવનો વાસ હોવાથી પ્રસંગોપાત થતી આ વૃક્ષોની પૂજા; દેવરાના મંદિરમાં વાસુકિની મૂર્તિ મૂકી થતી સર્પપૂજા અને ગોરના ઉત્સવ વખતે સાંબેલાનું લિંગ બનાવી કરાતી તેની પૂજા; મૃત્યુ પછી પણ આત્માનું અસ્તિત્વ હોવાથી સમાધિની રચના કરી પૂર્વજની પૂજા કરવી; ઇંડામાં જળુકાર ભગવાનની ઉત્પત્તિ અને પૃથ્વીની રચના જેવી કથાઓ ભીલ આદિવાસીઓના નિષાદ સંસ્કૃતિ સાથેના પૂર્વકાલીન સંબંધનું સૂચન કરે છે.

ભાષા-વૈજ્ઞાનિકોએ મુંડા તથા અન્ય ઑસ્ટ્રિક ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ કરીને કેટલાક એવા શબ્દો શોધી કાઢ્યા છે કે જે.શબ્દોનો આર્ય ભાષાઓમાં પ્રવેશ ભારતીય સંસ્કૃતિમાં નિષાદ તત્ત્વોના અંગીકરણનું પરિણામ છે. તેમની કોલ કે મુંડા ભાષાઓમાંથી પક્ષીઓ, વૃક્ષો, કેટલીક ચીજવસ્તુઓ અને માનવશરીરનાં જુદાંજુદાં અંગોનાં નામ આર્ય ભાષાઓમાં પ્રવેશ્યા છે, એમ તુલનાત્મક અધ્યયન દ્વારા માનવામાં આવે છે.

આ શબ્દો આ વિસ્તારમાં વસતા ભીલોની બોલીમાં પણ થોડાક પરિવર્તન પામીને પ્રવેશ્યા છે. આ શબ્દો નજીક બોલાતી ગુજરાતી કે હિન્દી ભાષામાંથી પ્રવેશ્યા છે કે તેમની પ્રાદેશિક ભીલી બોલીના જ છે તે બાબત ભાષાવિજ્ઞાનનું સઘન સંશોધન જ કહી શકે. તેમના પૂર્વકાલીન કંઠસ્થ સાહિત્યમાં આ શબ્દો વારંવાર પ્રયોજાય છે.

**વસ્તુઓ તથા અંગોનાં નામ :**

| કોલ કે મુંડા ભાષાના શબ્દો | ભીલી શબ્દો |
|---|---|
| શાલ્મલિ (શીમળો) | હૅબળો |
| નારિકેલ | નાળેર |
| કમ્બલ (કામળો) | કાંબોર |
| કદળી | કદળી |

| | |
|---|---|
| કપાસ | કપાસ |
| ચાવલ | સાવળ |
| લકુટ | લાખરી |
| લિંગ | લંગ |
| મોર | મોર |
| મરફ્ | મરઘો |

અથર્વવેદ અને પંચવિંશ બ્રાહ્મણગ્રંથોના વર્ણનોના આધારે વિદ્વાનો એમ માને છે કે આ ગંગા-ક્ષેત્રમાં આર્યોની એક ઉપજાતિ વ્રાત્યો સૌથી પહેલાં આ નિષાદ લોકોને મળ્યા હતા. તેમને અહીંની પ્રાચીન જાતિનો ઉદાર ધાર્મિક દષ્ટિકોણ પસંદ આવ્યો. પરિણામે તેઓ અહીં જ વસી ગયા. આ પ્રાચીન જાતિના જીવન સાથે ઓતપ્રોત થઇ; તેમની જીવનરીતિ, ધાર્મિક પરંપરાઓ અને કથાઓને અપનાવીને આ વ્રાત્યોએ જ અથર્વવેદની રચના કરી એમ પણ માનવામાં આવે છે. અથર્વવેદમાં જાદુ- ટોણા અને ધાર્મિક અનુષ્ઠાનો સાથે જીવન જીવવાની પદ્ધતિનું જે વર્ણન આવે છે તે જ આ નિષાદ કે ભીલ સંસ્કૃતિનો મહામૂલો વારસો ગણવામાં આવે છે.

## સિંધુ ખીણની સભ્યતા અને નિષાદ કે ભીલ સંસ્કૃતિ :

લગભગ ૩૨૫૦-૨૭૫૦ ઇ.પૂર્વે સિંધુ ખીણની સર્વાંગ સભ્યતાનો વિકાસ થયો હતો. આ સંસ્કૃતિ અમદાવાદ જિલ્લાના લોથલથી માંડીને છેક પશ્ચિમ એશિયા સુધી ફેલાયેલી હતી. ભારતીય ઉપખંડના ત્રીજા ભાગ પર વિસ્તરેલી આ અતિવિકસિત સિંધુ સભ્યતાના ઘડતરમાં દ્રવિડોનું મહત્ત્વનું યોગદાન હોવાનું મોટા ભાગના વિદ્વાનો માને છે. પણ અહીંથી મળેલા માનવ હાડપિંજરોના અવશેષોની તપાસ પરથી જાણવા મળ્યું છે કે આ સિંધુ ખીણની નગરસંસ્કૃતિમાં નિષાદ અને કિરાત પ્રજાતિઓ પણ વસતી હતી. આથી સાધાર અનુમાન થઇ શકે છે કે સિંધુ ખીણની સભ્યતાના વિકાસમાં નવ પાષાણ યુગના કૃષક નિષાદ લોકોનો પણ મહત્ત્વનો ફાળો હશે.

લોથલ એ સિંધુ સભ્યતાનું સમુદ્ર કિનારે આવેલું બંદર હતું. સમુદ્રમાં થતું અને આભૂષણો માટે વપરાતું શંખલું ઉત્તર ગુજરાતના લાંઘણજ ગામના પ્રાગૈતિહાસિક ટીંબામાંથી મળી આવ્યું છે. આ શંખલું નવ પાષાણયુગના નિષાદ લોકોનો સંબંધ સમુદ્ર કે સિંધુ સભ્યતાના બંદર લોથલ સાથે જોડે છે.

ભારતનો અરવલ્લી પહાડ અને દક્ષિણી પઠાર વિસ્તાર દુનિયાના પ્રાચીન ભૂમિખંડ છે. આ બંને ભૂભાગમાંથી પ્રાચીન પાષાણ યુગના લોકોની સંસ્કૃતિના એંધાણ મળે છે. આ ભૂભાગને પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું ઉદ્‌ભવ સ્થાન કહી શકાય. મધ્ય ગુજરાત અને ઉત્તર ગુજરાતના મેદાનોમાંથી મળતા પ્રાગૈતિહાસિક અવશેષોના સંશોધન-સંકલન અને સંદર્શનથી નવ પાષાણ યુગની નિષાદ સંસ્કૃતિનો ક્રમિક વિકાસ જોઇ શકાય છે. આ યુગના લોકો પશુપાલકો અને કૃષકો હતા. આ નવપાષાણયુગીન સંસ્કૃતિના લોકોએ જ સિંધુ સભ્યતાનો વિકાસ કર્યો હશે કે તેઓ અને દ્રવિડ, કિરાત તથા અન્ય પ્રજાતિના લોકોએ સાથે મળીને આ ભારતીય નગર-સભ્યતાને વિકાસની ચરમસીમા પર પહોંચાડવાનો સહિયારો પ્રયત્ન કર્યો હશે-તે તથ્યને સમજવા માટે સઘન પ્રાગૈતિહાસિક સંશોધનની આવશ્યકતા રહે છે.

## પૌરાણિક ભારતમાં ભીલ :

પ્રાગૈતિહાસિક યુગથી એક વિશેષ સભ્યતા ધરાવતા અને વેદો, મહાભારત અને પુરાણોમાં નિષાદ કે

પુલિંદ તરીકે ઓળખાતા ભીલોની ઉપજાતિઓ દેશના જુદાજુદા ભૂમિખંડમાં ફેલાયેલી છે. ગુણાઢ્યના 'કથા સરિત્સાગર'માં ભીલ શબ્દનો પ્રથમ ઉલ્લેખ થયો છે. આ પહેલાં આ જાતિ સંસ્કૃત સાહિત્યમાં નિષાદ તરીકે ઓળખાતી હતી.

ભીલ સંસ્કૃત ભાષાના 'भिल्ल' શબ્દનું તદ્ભવ રૂપ છે, જે સંસ્કૃતના 'भिल्-बिल् ભેદવું' ધાતુ સાથે સંબંધ ધરાવે છે.

પ્રજાતિના સંશોધક વિદ્વાનોએ ભીલોના ઉદ્ગમ અને વિકાસની કડીઓ પ્રાગૈતિહાસિક યુગથી આર્યયુગ સુધી જોડવાના પ્રયત્નો કર્યા છે. મહાભારતના યાદવકુળ સંબંધિત હરિવંશપુરાણમાં પણ ભીલોનાં અનેક વર્ણન આવે છે. 'भिल्ल ' પ્રજાતિ એટલી બધી પ્રાચીન છે કે ઇશુના ૫૦૦ વર્ષ પૂર્વેની પ્રજાતિ-તાલિકામાં પણ તેની ગણના કરવામાં આવી છે.

એવું પણ માનવામાં આવે છે કે ભીલ શબ્દ દ્રવિડ ભાષાના 'બીલ' શબ્દમાંથી નીકળ્યો છે, જેનો અર્થ ધનુષ્ય થાય છે. એટલા માટે ''ધનુષ્ય-બાણ'' ધારણ કરવાવાળા લોકો અને તેના સમૂહ માટે 'ભીલ' શબ્દ વપરાય છે.

### આદિવાસીઓ હિન્દુ છે :

આદિવાસીઓ હિન્દુ છે ? તેઓમાં આર્ય સંસ્કારો છે ? - જેવા નિરર્થક પ્રશ્નો ઊભા કરીને તેઓને મૂળ ભારતીય સભ્યતાથી વિખૂટા પાડવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે.

વસતિ-ગણતરીના હેવાલમાં જે.એ.બેઇન્સ (ઇ.સ. ૧૮૯૧) અને જે.ટી. માર્ટિન (ઇ.સ. ૧૮૯૧) જેવા પરદેશી વિદ્વાનોએ આદિવાસીઓને પ્રકૃતિપૂજકો, ગૂઢ આત્માવાદી, પૂર્વજ પૂજકો અને જાદુ-ટોણામાં આસ્થા ધરાવનારા અને હિન્દુ ધર્મથી અલગ 'આદિવાસી ધર્મ' પાળનારા લોકો તરીકે વર્ણવ્યા છે.

પણ હિન્દુ ધર્મના પૂર્વકાલીન ધર્મગ્રંથો તપાસવાથી સહેજ ખ્યાલ આવે છે કે આર્યો પણ પ્રકૃતિપૂજકો અને ગૂઢ આત્માવાદી હતા. આદિવાસીઓ કે પ્રાગૈતિહાસિક લોકોની માફક આર્યોએ પણ પ્રાકૃતિક બળો અને અદ્રશ્ય શકિતઓનું માનવીકરણ કરી તેઓને દેવીદેવતાઓ તરીકે સ્થાપી, તેઓને રાજી રાખવા સ્તુતિઓ ગાઇ છે. તેઓમાં પણ પૂર્વજ પૂજા પ્રચલિત હતી, અને પૂર્વજોને ખુશ કરવા શ્રાદ્ધની વિવિધ ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવતી, જે આજ દિન સુધી હિન્દુઓમાં અને આદિવાસીઓમાં પ્રચલિત છે. તેઓના દેવીદેવતાઓમાં ઉષાને પ્રભાતની દેવી, પૃથ્વીને બધા પ્રાણીઓની માતા, આકાશને પિતા, ઇન્દ્ર અને વાયુને વરસાદના દેવતા અને બૃહસ્પતિને વાણીના દેવ ગણવામાં આવ્યા છે. ઋગ્વેદકાલીન આર્યોએ 'પ્રાકૃતિક , અપ્રાકૃતિક અને ભાવનાત્મક તત્ત્વો'ને દેવદેવીઓ તરીકે માન્યાં છે. આ દેવદેવીઓ આદિવાસી કે પ્રાગૈતિહાસિક દેવદેવીઓ સાથે સામ્ય અને નજીકનો સંબંધ ધરાવે છે. તેઓ મનુષ્યોની જેમ જ ક્રિયા-કલાપ કરે છે. આ દૈવી તત્ત્વો માનવની જેમ જ ખાતાં-પીતાં હોવાથી આર્યોના યુધ્ધ દેવતા ઇન્દ્ર સોમપાન કરે છે, જ્યારે ભીલોનો શિકાર અને યુધ્ધનો દેવ આયરો મધુપાન કરે છે અને પશુબલિ લે છે. વધુ વરસાદ, પાક અને પશુઓની વૃધ્ધિ માટે આર્યો યજ્ઞો કરીને પશુબલિ ચડાવતા. જ્યારે ભીલો અત્યારે પાક કે અનાજની અભિવૃદ્ધિ માટે ખેતરના ખળામાં 'રખી' નામના પ્રાકૃતિક દેવતા (વંટોળ-ચક્રવાત) ની સ્થાપના કરે છે, અને શ્રીફળ વધેરે છે.

દેવોને વશ કરીને ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત કરવા અને શત્રુઓનો વિનાશ કરવા અથર્વવેદમાં સંમોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરે વિદ્યાઓ તથા ઘાતક મંત્રતંત્રાદિ અને મણિ-મોતી-તાવીજો અને વિવિધ ક્રિયા વિધિઓના પ્રયોગો બતાવ્યા છે, જે અત્યારે આદિવાસીઓની જીવાતી જીવનરીતિમાં પ્રચલિત છે. ઋગ્વેદકાલીન

આર્યોમાં આ ધાર્મિક અનુષ્ઠાનો તેઓના પુરોહિતો કરતા, જ્યારે અત્યારે આદિવાસીઓના ભૂવા કે ભોપા આ ધાર્મિક વિધિઓ કરે છે. વર્તમાન આદિવાસીઓની જેમ આર્ય ઉપાસકોનો આધ્યાત્મભાવ સરળ છતાં ગૂઢ રહસ્ય સ્વરૂપે વ્યકત થયેલો હતો. આથી આદિવાસીઓને પ્રકૃતિપૂજકો, ગૂઢ આત્માવાદી અને જાદુ-ટોણા અને મંત્રતંત્રાદિમાં આસ્થા ધરાવાવાળા લોકો તરીકે ગણી ભારતીય સભ્યતાથી કે હિન્દુ ધર્મથી અલગ પ્રજાતિ રૂપે તારવાની ભૂલ કરવી જોઇએ નહીં.

આર્યોને દ્રવિડ, પુલિંદ, નિષાદ કે ભીલ જેવી આર્યેતર સંસ્કારી પ્રજા પાસેથી જે વારસો મળ્યો હતો તે હિન્દુ ધર્મનો ધાર્મિક, સામાજિક અને સાંસ્કૃતિક પાયો ગણાય છે. આગળ દર્શાવ્યું તે પ્રમાણે પૃથ્વીની ઉત્પત્તિ અને અવતારકથા જેવાં ભારતનાં પૌરાણિક કથાનકો, કર્મ અને પુનર્જન્મ વિશેના વિચારો, સર્પ-વૃક્ષ-લિંગ પૂજા, 'હોમ'ની વૈદિક વિધિની હિન્દુ ઉપાસના-પૂજાવિધિ વગેરેનાં મૂળ આર્યેતર પ્રજામાં છે. હિન્દુ જીવનના રીત-રિવાજોમાં નાગરવેલ, સિંદૂર, હળદરનો ઉપયોગ તથા વહાણવટાને લગતા હુન્નરો વગેરે આર્ય સિવાયની પ્રજાનાં પ્રદાન છે. આમ વર્તમાન હિન્દુ ધર્મનું સ્વરૂપ મુખત્વે આર્ય અને દ્રવિડ, નિષાદ કે ભીલ જેવી આર્યેતર સંસ્કૃતિઓના મિલન અને યોગદાનનું મંગલદાયી પરિણામ છે. હિન્દુ ધર્મનું આ સમન્વયી રૂપ પ્રાગૈતિહાસિક સભ્યતાથી આરંભી તામ્રાશ્મ ઐતિહાસિક અને સ્વતંત્ર ભારતની વર્તમાન સભ્યતા સુધી અભિન્ન રહ્યું છે, અને વિકસતું રહ્યું છે. અહીં ખેડબ્રહ્મા અને દાંતા તાલુકામાંથી ભીલ સમાજ અને સંસ્કૃતિ વિશે જે માહિતી સંશોધિત-સંકલિત કરી છે, તેને તપાસતાં પણ આ બાબતનો ખ્યાલ સહેજે આવે છે. ડૉ. રમણલાલ ના. મહેતા નોંધે છે એ પ્રમાણે ''હિન્દુસ્તાનમાં સિંધુ નદીની સંસ્કૃતિના કાળ પછી આર્યોનું આગમન થયાની આપણી સદીના પૂર્વાર્ધની વિચારણા પ્રમાણાશ્રિત ન હોવાથી છોડી દેવી જોઇએ'', જેથી, ભારતીય સંસ્કૃતિ એટલે આર્ય સંસ્કૃતિ - એવું સમીકરણ પૂરતા પ્રમાણોના અભાવમાં માંડી નહીં શકાય. ''ભારતીય સભ્યતા કેવળ નૉર્ડિક (આર્ય) જાતિની, કુલીન લોકોની જ સંસ્કૃતિ નથી. એ તો એકાદ પથ્થર સ્થાપીને એના પર જ સિંદૂર ચોપડી એની પૂજા કરનારા લોકોથી માંડીને અદ્વૈતની મહત્તમ અનુભૂતિ સુધીનાં વૈવિધ્યોથી પોતાના જીવનમાં રંગ ભરનાર અને ભારતભૂમિને રંગમયી, વિચારમયી, ગતિમયી બનાવતી વિવિધ પ્રજાઓની સહિયારી સંસ્કૃતિ છે. ભારતીય સંસ્કૃતિનો તાણોવાણો પ્રાગ્ વૈદિક 'આગમ' અને વૈદિક 'નિગમ' બંને વિચારો, ભાષાઓ અને આસ્થાઓનો બનેલો છે.'' પૂર્વકાળમાં ભારતવર્ષમાં વસતી અનેક પ્રજાઓમાંની તેઓ પણ એક પ્રજાતિ જ હતા. ભારતમાંથી બહારના દેશોમાં જઇને ત્યાં ભારતીય સંસ્કાર તેમજ શાસન સ્થાપવા તેઓ સમર્થ બન્યા હતા.

રામકૃષ્ણ વેદાંત મઠ ના સ્વામી શંકરાનંદ પોતાના પુસ્તક ''હિન્દુ સ્ટેટ્સ ઑફ સુમેરિયા''માં નોંધે છે તે પ્રમાણે ''સમન્વયકારી ભારતીય સભ્યતાનાં યુફ્રેટિસના પટ પર અનેક હિન્દુ નગરરાજયો વિસ્તરેલાં હતાં.'' આમ, આર્ય તત્ત્વોના તાણાઓ અને આર્યેતર તત્ત્વોના વાણાઓએ સમન્વયી ભારતીય સંસ્કૃતિનું પોત વણ્યું છે. અને આ ભારતીય સભ્યતા સંસ્કૃતિનું ભાતીગળ રૂપ આર્યો અને અન્ય પ્રજાતિઓએ ભારત બહાર પણ પ્રસરાવ્યું છે.

અખંડ ભારતની એકતાને વધુ દૃઢ અને મજબૂત બનાવવાની દાઝ રાખનાર અને ભારતના વર્તમાન અને ભવિષ્યના સર્વાંગી વિકાસનું હંમેશા ચિંતન કરનાર જાગૃત ભારતીય નાગરિકને ભારતીય સંસ્કૃતિના આદિ મૂળ અને ભીલ સંસ્કૃતિને તેના મૂળ સંદર્ભ સાથે જોયા-સમજયા વિના આજે કે આગામી વર્ષોમાં પાલવે તેમ નથી.

o

# મહેનત જ મૂડી અને નફો

કાનજી પટેલ

*લુણાવાડાની કોલેજમાં પ્રાધ્યાપક તરીકે કામ કરતાં કરતાં લોકોને મળી તેમના સુખદુઃખમાં પોતાની જાતને એકરૂપ કરનાર પ્રા. કાનજી પટેલે પંચમહાલના આદિવાસી ભીલોના જીવનનો ચિતાર અહીં આપ્યો છે. વિવિધ સામાજિક, સાહિત્યિક ચળવળોમાં અગ્રેસર, ગુજરાતી સાહિત્યના પ્રસિદ્ધ કવિ, લેખક અને 'ગદ્યપર્વ', 'વહી' જેવા સામયિકોના સંપાદક શ્રી કાનજીભાઈ પટેલ આ વિસ્તારના આદિવાસી અને વિમુક્તોના કાર્યમાં ખૂબ જ ગળાબૂડ રહે છે.*

પંચમહાલ, દાહોદ જિલ્લાઓમાં આદિવાસીઓ ઘણી અટકો ધરાવે છે. ડામોર, કામોળ, ભાભોર, ભગોરા, બીલવાળ, મેડા, ગરાસિયા, તંબોળિયા, દેવદા, પરમાર, મુનિયા, રોઝ, બામણિયા, મછાર, ભૂરા, વાગડિયા, ચંદાણા, વહોનિયા, સંગાડા, હઠીલા, અમલિયાર, નિનામા, ભમાત, ભૂરિયા, અડ, વસૈયા, પલાસ, ચારેલ વગેરે. સંતરામપુર, ઝાલોદ, દાહોદ, દેવગઢ બારિયા, લીમખેડા, ફતેપુરા વગેરે તાલુકામાં તેઓ વસે છે.

તેઓ ખેતી, ખેતમજૂરી, ગામ-પરગામ ચાલતાં મકાન બાંધકામમાં મજૂરી કરી ગુજરાન ચલાવે છે. ટૂંકી જમીનમાં ભરણપોષણ ન થાય તેથી ઘણાં આદિવાસી કુટુંબો નાનાંમોટાં સમૃદ્ધ ગામડાં -શહેરોમાં બારે માસ પણ વતનથી બહાર રહે છે. ફરતા રહે છે એટલે છોકરાંઓનું ભણતર થતું નથી.

તેઓ કોદરા, બંટી,.બાવટો, મકાઈ, જુવાર, ડાંગર, ઘઉં, તુવેર, શાકભાજી વગેરે પકવે છે. ચોમાસા, શિયાળામાં ઓછા પ્રમાણમાં અનાજનું આવું ઉત્પાદન કરે છે.

મકાઈ, ઘઉંના રોટલા એમનો ખોરાક છે. રોટલાને ખાખરાનાં બે પાનાંવચ્ચે રાખી અંગારામાં 'પાનિયાં' શેકે ને છાશ-ચટણી જોડે ખાય છે. ચોખા ખાસ પ્રસંગે જ ખાવા મળે. લગ્ન જેવા ટાણે ચોખાદાળ હોય. ક્યાંક વરૂને મારીનેય ખાય. બકરાં, કૂકડાં, પાડા વગેરે પણ ખાય.

બેઠા ઘાટનું નળિયાંનું છાપરું. ટેકરીઓ પર એકલદોકલ હોય એવું એમનું રહેઠાણ. એક બાજુ બારણું, ત્યાંથી પેસવાનું. વાડા બાજુ નીકળાય નહીં. ઘણાને ત્યાં બાજુમાં પડાળી હોય. એમાં ઘાસ ભરવાનું, ને સૂઈ રહેવાનું. કોઈ વાર મહેમાન આવે તો એય પડાળીમાં સૂએ. પેસતાં પહેલાં ઓસરી. પછી અંદરનો કોઠો. એમાં બે-ચાર નાનાંમોટાં વાંસ, કરાંઠીનાં કરબલાં. કરબલાં એટલે કોઠી. એમાં અનાજ, વસ્તુ સંઘરવાની. ઘરનો અંદરનો કોઠો ચૂસ્ત હોય. નાની ડોકાબારી જેવુંય ભાગ્યે જ હોય. દીવાલો વાંસ તેમજ, પાટિયાં કે માટીથી બનાવેલી હોય. એક-બે ખાટલા-ખાટલી જેવું સારી સ્થિતિવાળાને ત્યાં હોય. વડીલ કે મોટું માણસ ખાટલે સૂએ. સુવાવડી સ્ત્રીને સૂવા માટે ખાટલો મળે. નાનાં છોકરાં ભોંયે સૂએ.

સાંજે આઠ-નવ વાગે ઊંઘી જાય. સવારે પાંચ વાગે ઊઠી જવાનું. દાતણ ખરું. નહાવાનું ઝાઝું નહિ, હાથપગ ધોઈને ચાલી જાય.

દારૂ જાતે ગાળે. મહુડાં, ગોળની રસીનો મુખ્યત્વે. એ સિવાય ઉમરાં, રાયણ, ખજૂરનો પણ દારૂ ગાળી પીએ. બજારુ પોટલીનો દારૂ ન પીએ. દારૂ સાથે માંસ, મરઘાં, શાક સારા પ્રસંગે જ મળે. નહીં તો શેકેલા ચણા, ડુંગળીથી ચાલી જાય. પુરુષ-સ્ત્રી ભેગાં મળીને દારૂ પીએ. મહેમાનોનુંય દારૂથી સ્વાગત કરે. મરણ પ્રસંગે પોતાના ઘેરથી સામાવાળાને ત્યાં દારૂ લઇને જવાનું. લગન વખતે તેડનારને ત્યાં દારૂ લઇને જાય એને 'ધૂણી કરવી' એમ કહે છે. વરને ચાંદ્લો કરતી વખતે દારૂનું માટલું વચ્ચે મૂકીને બધા પીએ. સસલાં, હરણ, તેતર, હોલા-કોઇ પણ પક્ષી મારીને ખાય. સીધુ અગ્નિમાં નાંખી, સાફ કરીને ખાય. શિકાર મોટો હોય તો મરચું-મીઠું, કે કો'ક વાર તેલ નાંખીને શાક બનાવે.

'ભાંગજેડિયો' છોકરા-છોકરીનો વિવાહ કરાવે. લાડીનો બનેવી જળની સાક્ષીએ, કોક ઠેકાણે અગ્નિની સાક્ષીએ ફેરા ફેરવે. પહેલા ચાર ફેરા લાડો આગળ રહીને ફરે, બીજા ત્રણ ફેરા લાડી આગળ રહીને ફરે. લગ્ન પહેલાં હળદરની પીઠી ચડે. ત્રણ, પાંચ, સાત કે અગિયાર દિવસ આ પીઠી રહે પછી પરણવાનું. લાડાના ઘરેથી લાડીને ત્યાં રોટલા બાંધી લેતા જાય. લાડીને ત્યાં જાય તેની સાથે એ રોટલા ખાઈ લે. જાનનો પડાવ ખેતરમાં, ઝાડ તળે કે પછી લાડીના બાપને ત્યાં. લાડીના બાપને ત્યાં ભાતદાળ મળે. કોઇ દિવસે ને દિવસે પરણીને પાછો આવે. કોઇ રાત રોકાઈને બીજા દિવસેય વળે. બધે ઠેકાણે લાડીના બાપાને ત્યાં લાડાની જાનને ખાવાનું ન મળે. કોક વાર રાંધવાનું સીધુસામાન આપી દેવાય. જાનવાળા એ સીધુ પોતાને ઘેર લઇ જાય. બીજા દહાડે લાડી મોટાને પગે લાગે. એ પછી લાડી પોતાના બાપને ત્યાં જાય.

દિવાળી, હોળી, આઠમ, આમળી અગિયારસ, દિવાસો-આટલા ખરા તહેવાર. એ વખતે દાળભાત જેવું ખાવાનું મળે. હોળી વખતે ઘઉંચણાનો લોટ ભેગો કરી બનાવેલાં ઢેબરાં ખાવાનાં. દિવાળીથી નવું વરસ હોય. હોળીના બીજા દિવસે અંગારા પર ચાલી માનતા છોડવાનો રિવાજ છે. છોકરાં બિમાર પડે તો ગરબો, માનતા રાખે. નવરાત્રાંના સમયે કે દિવાળી પછી પણ આવી માનતા રાખે.

ઢોલ, કુંડી, થાળી, શરણાઇ, પાવા, પીહી એમનાં વાદ્યો છે. નાચને તેઓ 'ચાળો' કહે છે. એક પછી એક ચાળાની પ્રગતિ થાય એને 'પહેલો ચાળો', 'બીજો ચાળો' એવી રીતે ઓળખે છે. લગ્ન વખતે નાનો ઢોલ વાગે. ઉત્સવોમાં ઢોલ મોટો હોય. નાચવાના પ્રકારોમાં નીચેના હોય :

૧- ગપુલી, ૨- આંટિયા (દાંડિયા), ૩- વાવળું, ૪- ઘાસિયું (તલવાર સાથે)

વારતહેવારે, હાટમાં જતાં, લગ્નમાં, માનતાના દિવસે, ડાળો કરતી વખતે તેઓ ઢોલ, શરણાઈ, કુંડી અને થાળીના તાલે નાચ માંડે છે. પુરુષ, સ્ત્રી, બાળકો સહુ ભેગાં પણ નાચે.

ગામમાં ગોંદરે, ટેકરા પર, નાળિયે કે ઢોળાવ પાસે 'ગામધણી'નું થાનક હોય. ગામદેવી ય હોય. કસુમોર એ નામથી મહાદેવ પણ જોવા મળે. કોઈ કબીર, ગુરૂ ગોવિંદસિંહ, ધાધ ભગતપંથ, પ્રણામીપંથ અથવા ભાથીજીમાં માને. સ્ત્રીઓ પણ માને. ગામધણી એક દેવ છે. એ ગામનો રખેવાળ. એક ગામથી બીજા ગામ જઇએ ને ભૂલા પડાય તો ગામધણી વાટ બતાવે. એનાં દેરાંને નિશાન ન હોય. એની જગા નક્કી. એ ઠેકો ઝાડ કે ટીંબો હોય. આંકલી, ખાખરો, સીમળો, કડો - એવાં ઝાડમાં ગામધણી રહે. ડુંગરના થડમાં દેવ રહે. ટેકરી પર પણ દેવ હોય. શનિ, સોમ, આમળી અગિયારસ, હોળી જેવા ઉપવાસ ચાલે. કોઇ ઘરમાં બળિયા(ઓરી) નીકળે તો માનતા રાખીને દીવાલે છાણનું હોળૈયું કરવામાં આવે. આ કામ બડવો કરી આપે.

સમાજના મોટામોટા મેળાવડા થતા નથી પણ કોઇ બાધા રાખીને છોડે તો 'માન' છોડવા માટે 'ડાળાં' કરે છે. એમાં દારૂ, બકરાં, દાળ, ભાત વાપરે. તાવ, બીજા રોગ કાઢવા પૂજારો મંતર ગાય. માંદગીમાં 'મંડોળ'

પણ ગવાય. વાંસનું કામઠું ભોંય ઠોકતા જવાનું ને ગાવાનું. છોકરાં આમળી-પીપળી, ગેડીદડો, ગીલ્લીદંડા, લખોટી, સંતાકૂકડી, વાઘબકરી, તરવાની, દોડવાની, ટેકરો ચઢવાની, ડૂબીને શ્વાસ લેવાની, તીર કામઠાંથી નિશાન લેવાની રમતો રમે. ત્રણેક વરસના છોકરાને નાનાં કામ સોંપાય. આઠ વર્ષનું થાય કે જરાક મોટું મહેનતનું કામ સોંપાય. ઘરનો વહીવટ મોટી ઉંમરનો પુરુષ કરે. ઘરડાને પણ કામ કરવું પડે. સ્ત્રીઓ મહેનત-મજૂરીમાં પુરુષથી આગળ. ઘી-તેલ જેવું વારતહેવારે જ બધાંને ખાવા મળે.

પેદા કરેલાં અનાજ, વસ્તુ, શાક હાટમાં લઇને જવાનાં. દાહોદમાં બુધવારે, ઝાલોદમાં સોમવારે, સંતરામપુર અને લીમડીમાં મંગળવારે, લીમખેડામાં રવિવારે, સુખસરમાં ગુરૂવારે હાટ ભરાય. સંજેલી, ફતેપુરા, દેવગઢ બારિયામાં શુક્રવારે હાટ થાય. મરઘાં, બકરાં, ગાય, ભેંસ, ગોધાં (બળદ), તીર, કામઠાં, કુહાડા, દાતરડાં, પાળિયાં, માટલાં, તૈયાર કપડાં આ બધું હાટમાં વેચાય. પુરુષ લાલ, પીળાં, વાદળી ખમીસ પહેરે. ધોળું કપડું પીંડલું કરી માથે ફાળિયા પેઠે બાંધે. લંગોટી, પોતડી, ચાદર પહેરે. સ્ત્રીઓ રંગબેરંગી કબજા, ચણિયા ને ઓઢણી ઓઢે. નાનાં છોકરાંમાં ઘણાં મોટેભાગે ઉઘાડાં-પુઘાડાંય હોય. સ્ત્રીઓના પગમાં, નાકમાં, સેંથીમાં ચાંદી, કથીરનાં ઘરેણાં હોય. ટોપલો, એમાં ઘડો, માટલું, પાવડો, તીકમ, અને છોકરું માથે મૂકીને, કાખમાં લઇને નીકળી પડવાનું. કામ મળે એવા ગામના ગોંદરે ડેરો નાખી આ ગામ, પેલા ગામ ફરતા રહેવાનું. વરસાદ પડ્યે પોતાના છાપરે પાછા આવવાનું. ખેતીમાં જરાય કસ ન હોય એ લોકો ચોમાસામાં ય પંચમહાલ, દાહોદની બીજી કોમની વસતિમાં ખેતી, બીજી મજૂરીનાં કામો બારે માસ કરતા રહે. ઝાલોદની આસપાસ ખાણોમાંથી પથ્થર કાઢવાના, વેચવાના, એમાં મજૂરી કરવાની કામગીરી પણ સારી એવી ચાલે છે. આ ઝાલોદી પથ્થરો ઘરના ભોંયતળિયે બિછાવવાના કામમાં આવે છે. આછા લાલ, ભૂરા, ક્યાંક રેતી-માટી જેવા, કઠણ-પોચા પથ્થરોથી આ બેઉ જિલ્લાના ઘણાં ગામોમાં ખેતી કરનાર લોકો ઘરનું ભોંયતળિયું જડે છે. પટેલ, ભાઇબંધ, બ્રાહ્મણ, ક્ષત્રિય એવી વસતિનાં ગામનાં ગોંદરે ગૌચર, ખરાબામાં તેઓ રહે છે. ચાર-છ લાકડાંની પારોય (થાંભલી) પર સાગ, ખાખરાનાં પાનાં પાથરીને એમાં રહી ગામમાં મજૂરી કરે. આખા ગુજરાતમાં કોઇ પણ નાનામોટા ગામમાં જાઓ તો પંચમહાલ-દાહોદનાં આદિવાસી ભાઇબહેન જોવા મળે જ. કડિયાકામ, મજૂરી, રોપણી, કાપણી, લણણી જેવાં કામો કરે છે. કોઇ ભેંસની પાડીઓ ઉછેરી મોટી કરી, વિયાણ કરાવી આપે એમાં અડધો ભાગ લે. અંદરોઅંદર કે બીજા લોકમાં કોઇ ચોરી ન કરે. હતાશ થઇને જાતની હત્યા ન કરે. હા, વેર બંધાય તો દારૂ પી ને જોશમાં આવી મારામારી કરી બેસે. કોઇ કોઇ ભણેલા લોકો રાજકારણમાં પડ્યા છે. બે-ત્રણ બહેનો આશ્રમશાળા, છાત્રાલય ચલાવે છે. ગ્રામ પંચાયત, તાલુકા પંચાયત, જિલ્લા પંચાયતમાં એક-બે બહેનો સભ્ય થઇ છે. એક બહેન જિલ્લા શિક્ષણ સમિતિનાં અધ્યક્ષ થયાં છે. ધારાસભા-લોકસભામાં ચાર-પાંચ વ્યક્તિઓ છેલ્લાં પચાસ વર્ષથી રાજનીતિમાં ચાલે છે. સ્નાતક, અનુસ્નાતક, ડિપ્લોમા, દાકતરી, ઇજનેરીમાં જનાર આજ સુધી ચારસો હશે. સરકારી નોકરીમાં એકાદ હજાર હશે. પ્રાથમિક શિક્ષક, માધ્યમિક શિક્ષક તરીકે સો એક હશે. અધ્યાપકો પાંચ-દસ હશે. પશુપાલન, ખેતી, વેપાર કે બીજો કશો વ્યવસાય અહીંના આદિવાસીને ઝાઝો આવડ્યો નથી. એકાદ-બે સેવાભાવી ટ્રસ્ટ આ સમાજના પ્રશ્નોને ઉકેલવા અનેક રીતે બે-ત્રણ દાયકાથી સક્રિય છે. સરકારી રાહે કે બિનસરકારી રાહે થતી કલ્યાણ પ્રવૃત્તિનો સંદેશો હજુ તેઓ સુધી પહોંચ્યો નથી. એટલું તો સ્પષ્ટ જ છે કે એમના જીવનમાં મહેનત જ મૂડી ને નફો છે. આ કડવા સત્યનો અર્થ હૃદયવિદારક છે.

○

# ભીલ : એક વિશ્લેષણ

નગીન રાઠવા

*નગીન રાઠવા એ હરદાસપુર, તેજગઢ તા. છોટાઉદેપુર જિ. વડોદરાનો સુશિક્ષિત આદિવાસી યુવક અને ઉત્સાહી કાર્યકર છે.*

ભીલોની ઉત્પત્તિ વિષે આમ કશું ચોખ્ખું કહી શકાતું નથી, કારણ કે તે ઘણી પ્રાચીન જાતિ છે અને તે પછી આવેલી અનેક જાતિઓના સંસર્ગમાં વારંવાર આવતી રહી છે. પરિણામે તેમનામાં અનેક ઉમેરા થતા જ રહ્યા છે. આથી ભીલ નામે ઓળખાતા બધા જ જૂથોમાં એકસમાન તત્ત્વો કે ગુણો જોવા મળતા નથી. અને ભીલો વચ્ચે કોઈ જ સમાનતા જોવા મળતી નથી.

ભીલ શબ્દ મૂળ દ્રવિડ ભાષાના 'bille ( બીલ )'શબ્દમાંથી ઊતરી આવ્યો છે. ભીલો પ્રાચીન કાળથી પોતાની સાથે કામઠી અને તીર રાખતા આવ્યા છે. બીલ નો અર્થ 'બાણ ' થાય છે, જેનો અર્થ 'કાપવું' થાય છે, એટલે તે શબ્દનો અપભ્રંશ થતાં ભીલ થયો હશે. કેવળ નામને આધારે પણ તેમનો ઈતિહાસ જોવા જઈએ તો કોઈ તામિલ સાહિત્યમાં તો કોઈ સંસ્કૃત સાહિત્ય સાથે સંબંધ જોડતા જોવા મળે છે. આ બધાને આધારે એટલું કહી શકાય છે કે, તેઓએ આ પૃથ્વી પર પહેલેથી વસવાટ કર્યો હશે. ગુજરાતના ઈતિહાસમાં તેમના કેટલાક ઉલ્લેખો વાંચવા મળે છે તે મુજબ રાજપૂત રાજાઓ અને પાછળથી મુસલમાન રાજાઓ સાથે તેમને ભારે અથડામણમાં આવવું પડેલું. એની નોંધ લેવી જોઈએ. વળી, રાજપૂત રાજા અને મુસલમાનોને ભીલોની મદદ લેવી પડેલી. પરિણામે તેમનાં સામાજિક સંબંધો પણ બંધાયા હશે. ભીલોએ પોતાના અસ્તિત્વ માટે પહેલાં રાજપૂતો, પછી મુસલમાનો અને પછી અંગ્રેજ સરકાર સામે માથાં ઊંચક્યાં છે.

ગુજરાતમાં મુસલમાનોનું આક્રમણ થયું ત્યારે રેવા કાંઠો મુસ્લિમ હકૂમત હેઠળ આવ્યો અને ચાંપાનેર મહમ્મદ બેગડાના હાથમાં આવ્યું. ત્યારથી ૧૭મી સદી સુધી સતત સંઘર્ષ થયો છે. આ અરસામાં નર્મદાની દક્ષિણે મોટા પાયે ભીલો થયા. ગુજરાતના ઇડર રાજ્યમાં રાજગાદી પર બેસતી વખતે ભીલ પાસે રાજતિલક કરાવવાનો બાપ્પા રાવળના સમયથી રિવાજ પડેલો દેખાય છે. મહારાષ્ટ્રમાં તડવી ભીલો મુસ્લિમ ધર્મ પાળતા દેખાય છે, જે તેમની સાથેના સંસર્ગનું પરિણામ દર્શાવે છે.

રહેઠાણ વ્યવસ્થા :

ભીલો છૂટાછવાયા વસે છે. તેમણે ખેતર પર બાંધવામાં આવતાં ઘર-ઝૂંપડા રહેઠાણની દૃષ્ટિએ બાંધ્યા હોય છે. અને તે ઘરોના રક્ષણની જવાબદારી ખેતરની માલિકી ધરાવતા સગાઈ જૂથની હોય છે. સામાન્ય રીતે તેઓનાં ખેતરમાં એક જ ઘર હોય છે. પણ જો બે-ત્રણ ભાઈઓ હોય તો તેઓ પડોશી તરીકે ખેતરમાં જ રહે છે. અને ત્યાં ઘરનું ઝૂમખું રચાય છે. ભીલોનાં ઘર પણ તેમનાં ખેતરમાં જ હોય છે. અને પુત્રો મોટા થતાં જુદા થાય તો તે

ખેતરમાં જ અન્ય ઝૂંપડાં બાંધે છે. આ રીતે એક જ શાખાના કુટુંબીઓ રહેતા હોય એવાં ચાર-છ ઝૂંપડાંનું ઝૂમખું જોવા મળે છે, જેની આજુબાજુ તેમનાં ખેતર હોય છે. સામાન્ય રીતે જોવા જઇએ તો એક બાપના બધા દીકરાઓની ખેતી સંયુક્ત જ હોય છે. એટલે આ રહેઠાણને માત્ર અલગ ચૂલાવાળા ઘરો કહી શકાય.

આમ, એમની રહેઠાણ વ્યવસ્થા એક સામાજિક સંગઠન રચે છે. એક જ પિતાની માલિકીના ખેતરમાં બધા ભાઇઓ એક સાથે ઘર બાંધીને ઝૂમખાંમાં રહે છે. સામાન્ય રીતે દરેક ગામમાં આવાં ઝૂમખાંવાળા ઘર લગભગ પાંચથી આઠની સંખ્યામાં મળી આવે છે. આવાં રહેઠાણજૂથો લગભગ એક ગોત્રનાં હોય છે. ક્યારેક એક જ વંશનાં કે શાખાનાં વિસ્તરિત ઘર પણ મળી આવે છે.

ઘરની બાંધણી :

સામાન્ય રીતે ઘર માટી, વાંસ કે તુવેરની સાઠી વાપરીને બાંધવામાં આવે છે. ઘરમાં એક ઓરડો, ઓસરી હોય છે. ઘરની આગળ ઢોરોને બાંધવા લાકડાનું બનાવેલું વેઠ-કોઢ હોય છે. છાપરાં ઉપર થાપડા, નળિયાં કે ખાખરા અથવા સાગનાં પાન ઢાંકેલાં હોય છે. ઘરમાં ચૂલો, ઘંટી, કથરોટ, કલેડું, હાંડલી, ચપ્પા, તાવડી, સૂપડું, સાદડી, વાંસના બનાવેલા ટોપલા-ટોપલી વગેરે જોવા મળે છે. ઘરની બહાર પાણી મૂકવા માટે લાકડાનું પાણિયારું બનાવેલું હોય છે. તેની ઉપર માટીના ઘડા જેવાં વાસણો પાણી ભરીને મૂકવામાં આવે છે. તુમડીનો ડોયો પણ હોય છે. ઘરમાં દૂધ-ઘી મૂકવા માટે શીકું, ડબલાં, એક ખૂણે કોઠી જોવા મળે છે. તલવાર, ભાલા, બંદૂક, તીર, કામઠાં, માછલાં પકડવાની જાળ, તેમજ વાંસથી બનાવેલો ઝાકરો, મૂળિયું વગેરે ટીંગાડેલા હોય છે. ખાટલા, ચલમ, દારૂનો શીશો, કાપેલાં લાકડાં વગેરે હોય છે. ઘર બાંધવાંમાં સગાવ્હાલા, ગોત્રવાળા, ફળિયાવાળા તથા ગામવાળા મદદ કરે છે.

ભીલો પોતાના રક્ષણ માટે તીરકામઠાં તો રાખે જ છે, પણ તે કોઇને મારવા માટે નહિ, પરંતુ પોતાના ઘરનું રક્ષણ કરવા માટે અને ખેતરોનું રક્ષણ કરવા માટે. આમ, ભીલો ખાસ તો તીરકામઠાંનો ઉપયોગ વધારે કરતા હોય છે.

ભીલોનો પહેરવેશ :

ભીલોમાં પુરુષો આછો પહેરવેશ પહેરે છે. માથે આંટાવાળી સફેદ પાઘડી, જેમાં માથાંનો વચ્ચેનો ટાલકાનો ભાગ ખુલ્લો રહે તે રીતે પહેરે છે. ઉપર ખમીસ, તેની ઉપર કાળા રંગની અને તેમાં સિલાઇથી સફેદ રેસાની ચકાકાર ફૂલની ડિઝાઇનની બંડી અને નીચે પ્રણાલિગત રીતે સફેદ ધોતીયું-પોતડી પહેરે છે, જે તેમની ખાસ બાહ્ય ઓળખની નિશાની છે. રૂપાનું ભોરિયું, મરકીઓ, સેલકડીઓ, કંદોરો, ખમીસનાં બટનવાળી સાંકળી, વીંટીઓ વગેરે ઘરેણાં પહેરે છે.

સ્ત્રીઓ પહેરવેશમાં મોટા ઘેરનો ઘાઘરો, ઓઢણી, અને કાંચળી પહેરે છે. ઘાઘરાને નાદડાં કહેવામાં આવે છે, જેમાં આંબાભાતની છાપ હોય છે. આ ઘાઘરો-ચણિયો તેમનું મુખ્ય વસ્ત્ર ગણાય છે. જેનો ઘેર સારો એવો મોટો હોય તેવો ચણિયો પહેરવાની તેમની વિશિષ્ટ પ્રકારની પદ્ધતિ છે, જેમાં પાછળના ભાગનો નીચલો છેડો લઇને બે પગ વચ્ચેથી કચ્છ મારી આગળ ખોસી દે છે. એથી બન્ને પગ અલગ થઇ જાય છે. સ્ત્રીઓ ઘરેણાંની શોખીન છે. હાથ અને પગમાં તો કિલો-બે કિલો જેટલાં ઘણાં વજનદાર ઘરેણાં પણ પહેરાય છે. તેમનાં જુદાંજુદાં ઘરેણાં જેવા કે કડલાં, બંગડીઓ, ઝેલાં, હાંસડી, સાંકળી, તોડા, વીંટીઓ, પીયરના પાવળિયાં, નંગર વગેરે જોવા મળે છે.



નાનાં છોકરાઓ તો સાધારણ રીતે ઉઘાડાં જ ફરે છે. થોડાં મોટાં થાય ત્યારે લંગોટી પહેરે છે. છોકરી ઓઢણી અને કબજો પહેરે છે. નવી પરણેલી લાડી લાલ રંગનું સિંદુર સેંથામાં પૂરે છે, જે તેની બાહ્ય ઓળખાણની ખાસ નિશાની છે. સ્ત્રીઓ છુંદણાં છૂંદાવે છે, અને માથું પણ ગૂંથાવે છે.

ભીલોનો ખોરાક :

ભીલો ખોરાકમાં મકાઈ, કોદરા, બંટી, હામલો, ચણા, અડદ, જવ, તુવેર, ચોખા, વગેરે ખાય છે. ગાય, ભેંસ અને બકરીનું દૂધ, ઘી, છાસ, દહીં વગેરે ખાય છે. હરણાં, સસલાં, કૂકડાં, બકરાં, લાવરી, હોલી, તેતર, માછલી, વગેરેનું માંસ પણ ખાય છે. શાકભાજી તેમજ જંગલી કંદમૂળોનો પણ ઉપયોગ કરે છે. ચા, તમાકુ, બીડી, હુક્કો પીવે છે. દારૂનો છૂટથી ઉપયોગ કરે છે. ભીલોમાં 'હરો પીવો' એટલે 'હગાઇ (સગાઇ) કરવી' એ અર્થ થાય છે. સામાજિક, ધાર્મિક વિધિઓમાં દારૂનું મહત્ત્વ નારિયેળ જેટલું જ છે. ભીલોમાં દરેક કામની શરૂઆત દારૂની ધારથી જ થાય છે. સગાઈ કરવી એટલે લગ્ન તેમજ વેવા કરવા. આમ, હરાની પ્રક્રિયાત્મક ભૂમિકા સગાઇસંબંધોનાં જોડાણની તથા ધાર્મિક વિધિની છે, જેથી ભીલોમાં હરો (દારૂ) આજે પણ છૂટયો નથી.

ભીલોમાં માન્યતા છે કે સગાઈ નકારીએ તો હરો (દારૂ) છોડીએ, પણ એ ચોખ્ખું છે કે સગાઈ તો તોડી જ ન શકાય, નહીં તો જીવનવ્યવહાર ચાલે નહીં. એટલે ભીલો આજે પણ હરાને છોડતા નથી. હરાને ભીલોએ પોતાના જીવન અને સંસ્કૃતિ સાથે સાંકળી લીધો છે.

દૈનિક જીવન :

ભીલ સમાજમાં વહેલી સવારે સાસુ કે જૂની વહુ ઊઠીને ઘંટી માંડી દરરોજનું ખોરાકી અનાજ દળે છે અને ચોખા ખાંડે છે. એમનામાં રોજનો લોટ રોજ દળી લેવાનો રિવાજ છે. પછી વાસીદું કાઢી પાણી ભરવા જાય છે. દૈનિક જીવનમાં વહુ બે વખત ઘંટી માંડે. સવારના ભોજન માટે પહેલીવાર વહેલી સવારે અને સાંજના ભોજન માટે બપોરે. આમ, તેઓ રોજનું ખાવા માટે રોજ દળે છે. ગૃહકાર્યમાં પુરુષ કરતાં સ્ત્રીને ભાગે વધારે પડતો શ્રમ આવે છે, જેથી સ્ત્રીને વધારે સમય મળતો નથી. તે ખેતરમાં નીંદવું, લણવું, દૂધાળાં ઢોર માટે ઘાસ લાવવું, ઇંધણ માટે લાકડાં લાવવા, રસોઈ બનાવવી, બાળકોની સંભાળ રાખવી તથા ખેતરમાં પતિને ભાથું આપવા જવું વગેરે કાર્યો કરે છે.

પુરુષો વહેલા ઊઠી બળદને તથા દૂધાળાં ઢોરને ઘાસ નાંખે છે. દાતણ-પાણી કરે છે. હળ-બળદ લઈને સવારનો નાસ્તો કરી ખેતરમાં જાય છે, અને સાંજે પાછા ફરે છે. ભીલ બાળકો મોડેથી ઊઠે છે. તથા દાતણ-પાણી કરીને ટાઢું ખાઈ ઢોરોને લઈને જંગલમાં ચરાવવા માટે જાય છે. મોટા છોકરાછોકરીઓ માતાપિતાને કામમાં મદદ કરે છે. આમ દૈનિક જીવનમાં વય-જૂથ પ્રમાણે તથા લિંગ પ્રમાણે શ્રમવિભાજન થયેલું જોવા મળે છે. વળી, સગાઈસંબંધોની સાંકળ જોડાયેલી જોવા મળે છે.

**ભીલોને ક્રૂર અને ઘાતકી માનવામાં આવે છે. :**

ભીલોને ક્રૂર અને ઘાતકી માનવામાં આવે છે, પરંતુ એવું માનવાની જરૂર નથી. ભીલો એમનાં રક્ષણ માટે તીરકામઠાં, તલવાર કે પાળિયાં રાખે, એટલે એ ચોર છે એવો શક કરીને પોલિસ પકડીને એમને માર મારીને પૂરી દે છે. પરંતુ હકીકતમાં એવું નથી. ભીલો તીરકામઠાં તો એમના મુખ્ય હથિયાર તરીકે સાથે રાખે છે. એ કોઈ દિવસ એને નહીં છોડે. એને તો એ સાથે જ રાખશે.

લોકો એમના પર એવો શક-વહેમ રાખે છે એ ખોટું છે. એમણે ઊંડાણથી વિચાર કરવો જોઈએ કે આ પહેલાં એમણે આપણા દેશને આઝાદ કરવામાં પોતાનો મોટો ફાળો આપ્યો છે. એમની શક્તિથી આપણો દેશ આગળ આવ્યો છે. એમણે અંગ્રેજો સામે પોતાના તીરકામઠાંથી લડીને આપણા આ ભારત દેશને આઝાદ કરવામાં ફાળો આપ્યો છે. જેમણે આપણા દેશને આઝાદ કરવામાં મહેનત કરી છે, એ જ લોકો આજના ચોર કે ડાકુ કઈ રીતે બની ગયા છે ? આજે ભારત દેશને ટકાવી રાખવાનું એમનું કામ છે, કારણ કે ખેતીમાં સખત મહેનત કરીને એ આપણને અનાજ પૂરું પાડે છે. તેથી આજે આપણે જેમનું ખાઈએ છીએ, તેમનું જ ખોદીએ એ કેટલું ખરાબ છે ! આજે એમને જીવવાનો કોઈ અધિકાર નથી ? એમના માટે સરકારે લાભયોજનાઓ અને ઉદ્યોગોનો વિકાસ કર્યો છે પણ એમના સુધી એ લાભ પહોંચતા નથી અને અધવચ્ચે જ ખવાઈ જાય છે.

**સમસ્યાઓ :**

આદિવાસી ભીલ સમાજમાં શિક્ષણનું પ્રમાણ ઓછું હોવાથી તેમને ડગલે ને પગલે નુકસાન થાય છે. બસનાં ભાડામાં એમની પાસેથી વધારાના પૈસા લેવામાં આવે છે. સરકારી દવાખાનામાં મફત સારવાર આપવાનો સરકારનો નિયમ છે, પણ એમને મફત સારવાર મળતી નથી. એમની પાસેથી અમુક ફી લેવામાં આવે છે. એનું કારણ છે શિક્ષણનું ઓછું પ્રમાણ. પોલિસ એમને ગુનેગાર ગણીને પકડી લેતી હોય છે. બીજી વ્યક્તિએ ગુનો કર્યો હોય તો પણ એમને માર મારીને ગુના કબૂલ કરાવડાવે છે.

આ સમાજ ન હોત તો આ ભારત દેશ ટકી શક્યો ન હોત. એનું કારણ છે કે તેઓ આ દેશમાં ખેતી કરીને નજીવા ભાવે અનાજ વેચીને પોતાનું ગુજરાન ચલાવે છે. આ સમાજ એવો છે કે પોતે ભૂખ્યા રહીને પણ બીજાને ખવડાવે છે, માટે તેઓ ગરીબ છે. આ સમાજ માત્ર આકાશી વરસાદ પર જ એમની ખેતી કરતો હોય છે, એટલે એ ચોમાસા પૂરતા પોતાના ગામમાં રહીને આખા વર્ષનું અનાજ પાકી ગયા પછી પોતાની જરૂરિયાત પૂરતું ખાવાનું લઈને પરદેશ મજૂરી કરવા માટે રસ્તામાં ચાલતાં-ફરતાં હોય છે. આપણા સમાજના આજના રસ્તા અને મકાનો, મોટાંમોટાં બિલ્ડીંગ એમના પરસેવાથી બન્યાં છે.

જેમના પરસેવાથી બિલ્ડીંગ બન્યું છે એવા આ લોકોને બિલ્ડીંગના માલિકો પછી ત્યાં ઊભા પણ રહેવા દેતા નથી. શા માટે ? આપણે જેમનું ખાઈએ તેમને જ ભૂલી જઈએ તો એ કેટલું મહાન પાપ છે! એમને કઈ રીતે ભૂલી શકાય? આપણે વિચાર કરવો જોઈએ કે જો આ સમાજ માત્ર પોતાના માટે જ ખેતી કરવાનું (પોતાના માટે જ કામ

કરવાનું) નક્કી કરી લે તો આ ભારત દેશને ભૂખે મરવાનો વારો આવશે. આ લોકો પાસે દરેક પ્રકારની આવડત છે. એમની અનેક પ્રકારની કલાઓ છે. એ કલા સુકાઇ ગઇ છે. ક્યાં ગઈ છે ને કેવી રીતે ? એનું કારણ છે કે એમની કલાનો વિકાસ કરવા માટે જે યોગ્ય દામ મળવા જોઇએ એ મળતા નથી, માટે સુકાઇ ગઈ છે. સરકાર એમના માટે દર વર્ષે અનેક ઉદ્યોગો અને વિકાસની શક્યતાઓ ઊભી કરે છે. પણ એના લાભ એમના સુધી પહોંચતા નથી. એની પાછળ આજના અધિકારીઓ અને રાજકારણ જવાબદાર છે. એમને જોઇએ તે પ્રમાણમાં પાણીની વ્યવસ્થા નથી કે વીજળીની વ્યવસ્થા પણ નથી. તો એ કઇ રીતે આગળ આવશે ? એમને એવા અન્યાય માટે કોઈ એક માણસ જવાબદાર નથી; એ અન્યાય દૂર કરવો તે દરેક ભારતીયની નૈતિક જવાબદારી છે.

આજે આપણા ભારત દેશને આઝાદ થયે ૫૦ વર્ષ થયાં છે. પરંતુ, આઝાદી તો શહેરોમાં છે. ગામડામાં ક્યાં આઝાદી છે ? ગામડાં તો બેકાર છે. એ બધી રીતે પાછળ છે. એના માટે આજનું રાજકારણ જવાબદાર છે. અંગ્રેજોના સમયમાં ગરીબ લોકો હસ્તકલા અને અન્ય કામો કરતા હતા. તો જે વ્યક્તિ આવું હાથવણાટનું કામ કરતી હતી, એવી વ્યક્તિને પકડીને એના હાથ કાપી નાંખવામાં આવતા અને પછી એમને કાળી મજૂરી કરવી પડતી. એ ગરીબોનાં કિસ્મતમાં આવું લખાયેલું હતું. તો એ કઇ રીતે ઉપર આવી શકે ? ગામડાંઓની હાલત આજે પણ એવી છે. એના માટે સરકાર અનેક ઉપાયો કરે છે. એમના માટે રૂપિયાની નદી વહેવડાવે છે. પરંતુ તે ગામડામાં આવતા પહેલાં પૂરા થઇ જાય છે. એ નદીનું પાણી ક્યાં સમાઇ જાય છે એની તપાસ કોઇ કરતું નથી. આપણે જે વસ્તુ વાવીએ છીએ એને છેક ફળ આવે ત્યાં સુધી પોષવાની જવાબદારી અધિકારીઓની છે. એ કેમ નથી કરતા ?

O

## પ્રતિજ્ઞા

*પાવરા આદિવાસી યુવાન મોગ્યા તળવીએ દરેક આદિવાસી માટે આ પ્રતિજ્ઞા લખેલ છે જે અહીં એમની પાવરી ભાષામાંજ પ્રસ્તુત છે.*

ભારત મારુ દેસ સે.
મારા દૅસોપર મારૂ જીવ સે.
આખા આદિવાસી સે. ઇનૂહૂ મારોં માન સે.
મી ગરીબ, લાજવાયણારૂ સે, પૂણ કાય કમી ની.
આદિવાસી જાતીપર મારોં મેર સે.
મારા આદિવાસી જાતીપર ખુબ ખાત્રી સે.
આદિવાસી જાતીહી, રૂઢી, ભાષા, રીતિરિવાજ ઇનાપર મારોં ખૂબ માન સે;
એને તિનાહા ટિકવણૂ મારોં કામ સે.
આદિવાસી જાતીહી જ્યૂ તરાસ ઓયૂહુ, તિનાહા ખપીન ની લેણારૂ.
આમૂ આખા આદિવાસી એકૂજ સે.
આમરા આદિવાસી આખાહા હાતે-દુહરા હાતે, હોગા, બાયહે મિલીન,
હાજા વિચાર- હાજી વાત મારોં તિયાર કંનેન પ્રયત્ન કોર્યહ.
આખોં જમિન સુડીન સેટૂ જાણારૂ નાહા.
યં જમિન રાખણેન મારોં કામ સે.

શ્રી મોગ્યા જે. તળવી
મુ.પો. ખુંટામોડી, તા. ધડગાંવ, જી. નંદુરબાર, મહારાષ્ટ્ર

# ભીલ : વિચાર અને સમસ્યા

સુધીર દેવરે
અનુવાદ : ચૈતી સાળુંકે

*અહિરાણી ઢોલના સંપાદક અને કાર્યકર ડૉ. સુધીર દેવરેએ પોતાના સાહિત્યાભ્યાસ અને સાહિત્યનિર્મિતીની સાથે સાથે આસપાસના સમાજ સાથે વિશેષતઃ જેની સાથે હવે નાતો જોડ્યો છે તે આદિવાસીઓને એક સંશોધકની નજરે નિહાળે છે. તેમના સ્વભાવની, પરિસ્થિતિની, આસપાસના સમાજોથી ઘડાઈ આવતા તેમના આદાન-પ્રદાનની નોંધ લે છે.*

ગામ હોય ત્યાં ઉકરડો હોય જ. એવી જ રીતે પ્રત્યેક ગામમાં ભીલ વસતિ પણ હોય છે. આ ભીલ વસતિ ગામની બહાર જ રહે છે. પ્રત્યેક કુટુંબનાં ઝૂંપડાં એકબીજાની અડોઅડ જ બાંધવામાં આવેલા હોય છે. ભીલો કબુતરખાનાં જેવી ઝૂંપડીઓમાં રહે છે. તેમની જરૂરિયાત પણ પ્રાથમિક સ્તરની હોય છે. નાસ્તો, જમણ, શરીર ઢાંકવા પૂરતું કપડું અને બાકીના ગુજારા માટે ઝૂંપડી. સવારે ચા જોઇએ જ એવું નહી. ગોળનો ઉકાળો જરમનની રકાબીમાં રેડીને પીધો એટલે તલબ પૂરી ! દારૂ અને તમાકુ તેમનાં વ્યસનો. દારૂ કે તમાકુ આ બન્નેમાંથી એકનો પણ વ્યસની ન હોય એવો ભીલ શોધ્યો જડશે નહી. ભીલો દાંત ઘસતા જ નથી, પણ જો કદી ઘસે તો તે પણ તમાકુથી જ ઘસે છે. આ દાંત ઘસવાનું કામ દાંતને સ્વચ્છ કરવા માટે નથી, પણ આ તમાકુ માંથી જે કેફ મળે છે તેને માટે આ તમાકુ ઘસવાની ટેવ રહે છે. તમાકુથી દાંત ઘસવાનું પ્રમાણ માણસો કરતા બૈરાંઓમાં વધુ જોવા મળે છે.

બધા જ પ્રકારના આદિવાસીઓમાં શિક્ષણનું સૌથી ઓછું પ્રમાણ ભીલોમાં જોવા મળે છે. અત્યારે માંડ એકાદ જણ દસમા સુધી ભણેલો જોવા મળે છે, બાકી તો ભીલોમાં સૌથી વધુમાં વધુ શિક્ષણ એટલે ચોથા સુધી જ. અને છોકરીઓ તો પહેલા સુધી પણ નથી પહોંચતી.

ભીલોની 'ભીલી' નામની એક જુદી જ ભાષા છે, પરંતુ દરેક વિસ્તારમાં તે જુદીજુદી દેખાઇ આવે છે : દા.ત. 'બાગલાણ'નાં ભીલોની ભાષા અને 'ધડગાંવ-અક્રાણી' તરફની ભીલોની ભાષામાં જમીનઆસમાન જેટલો તફાવત છે. જે-તે ભીલી ભાષાઓ પર તેની આસપાસના પ્રદેશની ભાષાની ઊંડી છાપ પડેલી જોવા મળે છે. જેમકે અહિરાણી પ્રદેશમાં ભીલોની ભાષા પર અહિરાણીની છાંટ જોવા મળે છે, છતાં તે અહિરાણીથી જુદી તો તરી આવે જ છે.

તહેવારો :

ડુંગરદેવની ઉજવણી એ સૌથી મોટો તહેવાર છે. આ તહેવાર ૧૫ દિવસ સુધી ઉજવાય છે. ભીલ વસતિમાંનાં બધા જ આ ઉજવણીમાં ભાગ લે છે અને આ ઉજવણીની વિશેષ માહિતી આ અગાઉ 'ઢોલ'ની અહિરાણી આવૃત્તિમાં પ્રકાશિત થયેલી છે.

મૃત વ્યકિતઓનાં નામનું પાળિયું મૂકાય તે પહેલાં દફનાવાયેલી વ્યકિતનો ચહેરો ફરીથી જોવાનો કાર્યક્રમ થાય છે. આ પણ ભીલોનો એક પ્રકારનો તહેવાર જ ગણાય છે. ઢોલ, પાવરી (તારપું), ખંજરી, તુનતુણો (એકતારો), થાળી જેવાં વાદ્યો વગાડીને લાવણી, પવાડા, વાર્તાઓ, આખ્યાનો, કથાઓ જેવા કાર્યક્રમો પણ વચ્ચેવચ્ચે યોજાય છે. આ કાર્યક્રમો માટે કોઇ ચોક્કસ તિથિ નક્કી કરેલી હોતી નથી. એકાદ તહેવાર કે આનંદના પ્રસંગે આવી ઉજવણી થાય છે.

લગ્ન :

લગ્નપ્રસંગે લગ્નની વિધિ પૂરી થયા પછી ભીલો પાવરી અને ઢોલનાં તાલે રાતભર ગોળાકારે નાચે છે. તેમાં સ્ત્રીઓ અને પુરુષો ભેગા થઇને એકબીજાના ખભા પર હાથ મૂકીને ગોળાકારે તાલબદ્ધ રીતે આખી રાત નાચે છે, ગીતો ગાય છે. લગ્નમાં છોકરાનો બાપ છોકરીના બાપને દહેજ આપે છે. આ ઉલટા દહેજને 'પેંઢી દેણે-પૂળો આપવો' કહે છે. વર પોતાની જાન લઇને નાચતો-ઢોલ વગાડતો કન્યાના ગામે પહોંચે છે. હમણાંહમણાંથી કેટલાક લોકો બળદગાડામાં કે ટ્રેકટરમાં પણ જાન લઇ જાય છે. વર જેવો કન્યાની વસતિની નજીક આવે કે તરત કન્યાની બહેનો-બહેનપણીઓ ચંપલ લઇને વરને મારવા દોડે છે. ત્યારે વરરાજાએ દોડતાં-રસ્તો કાઢતાં કન્યાનાં ઘર સામેનાં માચરામાં પહોંચવાનું હોય છે. જયાં સુધી વર માચરામાં પહોંચે નહીં ત્યાં સુધી તેની પીટાઇ થતી રહે છે. વર અને કન્યા એકબીજા સાથે માથાં અડાડે એટલે લગ્ન થયું કહેવાય અને ભીલી ગીતો ગાતાંગાતાં આ ઉત્સવ પૂરો થાય છે. જો કે હમણાંથી ભીલો લગ્નમાં બામણને પણ બોલાવતા થયા છે. અને મંગલાષ્ટકો પણ ગવાવા લાગ્યાં છે.

ભીલ સમાજમાં લગ્ન કર્યા વગર પણ સ્ત્રી-પુરુષ પતિ-પત્નીની જેમ ભેગાં રહી શકે છે. તેમનું લગ્ન થયેલ ન હોય તો તેમાં કોઇને કશું અજુગતું લાગતું નથી. જોકે, તેમ છતાં કયારેક તો તેઓએ લગ્ન કરવાં જ પડે છે. કેટલાક યુગલોનું તો તેમનાં બાળકોનાં લગ્નની સાથે જ લગ્ન થાય છે. ભીલ સમાજની સ્ત્રીઓ કંકુ લગાડતી નથી. ભીલ સમાજમાં જાતીય વ્યભિચાર દેખાતો નથી, પરંતુ પતિવ્રતાનો આડંબર પણ દેખાતો નથી.

ગામમાં મદારીનો ખેલ આવે તો તેનો મુકામ ભીલ વસતિમાં જ હોય છે. મદારીનો પહેલો ખેલ પણ ભીલ વસતિમાં જ થાય છે. ગામમાં ખેલ કરતાં મળતી રકમ ભીલ વસતિમાં મળતી રકમ કરતાં વધુ હોય છે, એટલે કે ભીલ વસતિમાં ઓછી કમાણી મળે છે, તે છતાંય પહેલો ખેલ હમેશાં ભીલ વસતિમાં જ થાય છે. અને પછી જ આખા ગામમાં તે ખેલ બતાવવામાં આવે છે. આવું કેમ -એવું જો ભીલોને કે મદારીઓને પૂછવામાં આવે તો તેનો જવાબ બન્નેને ખબર હોતો નથી. ફકત 'આ પરંપરાથી ચાલી આવેલી રીત છે'- એવો જવાબ મળે છે.

વ્યવસાય/ધંધો :

ભીલ સમાજનો કોઇ એક ચોક્કસ વ્યવસાય નથી. તેથી ભીલ સમાજ એક સાથે અનેક કામો કરતો દેખાય છે. દેશી દારૂ બનાવીને વેચવો, સાલિયાણાં પ્રમાણે કોઇનું ખેતર ખેડવું, છૂટક કામ કરવું અને મહેનત-મજૂરી કરવી, શારીરિક શ્રમનાં કામ કરવાં, રખેવાળ તરીકે ખેતરમાં કામ કરવું, ઘાસ વેચવું, બાંધકામના સ્થળે કડિયાનાં હાથ નીચે રેતી-સિમેન્ટ-ઇંટોનાં તગારાં ઊંચકવા, પોતાની ખેતી ન હોવાથી અન્યનાં ખેતરમાં કામ કરી રોજી મેળવવી, વગેરે. કેટલાકની થોડીઘણી ખેતી હોય છે, પણ ખેડવા માટે બળદ કે ઓજારો નથી હોતા, પાણી નથી હોતું. તેથી ફકત વરસાદનાં પાણી પર જ ખરીફ પાક લેવાય છે. આજે મોટાભાગનાં ગામોના ભીલો દેશી દારૂ ગાળે છે. જો પોલિસ તેમને પકડી જાય તો પછી તેમની હેરાનગતિ પણ એટલી જ થાય છે. નોકરીમાં

ભીલોની સંખ્યા ૧ % જેટલી પણ નથી. જે નોકરીમાં હોય છે તે પણ નોકરી પ્રત્યે ઉદાસીન જ હોય છે. દા. ત. ભીલ સમાજનો એક માણસ કેન્દ્ર સરકારની સારી એવી નોકરી પર હતો, પરંતુ તેને શુંયે સૂઝ્યું કે તે નોકરી છોડીને ગામમાં દારૂની ભઠ્ઠી ચલાવવા લાગ્યો. પછી તેણે કયારેય તે નોકરી તરફ પાછું વળીને જોયું નહીં. નોકરી કરતાં દારૂના ધંધામાં કમાણી તો ઘણી ઓછી હોય છે અને તે ધંધામાં પ્રતિષ્ઠા પણ નથી હોતી, છતાંય તેણે આવું કેમ કર્યું હશે તેનો જવાબ તેની પાસે પણ નથી. તેની વૃત્તિ જ આવી છે- એવું કહેવું તેના પર અન્યાય કર્યો ગણાય. મરઘાં, બતકાં અને બકરાં પાળીને પણ કેટલાક ભીલો પોતાનું ગુજરાન ચલાવે છે. તો વળી કેટલાક માછલાં-કરચલા પકડી, તેને વેચી પોતાનું પેટિયું રળે છે. આવા પ્રકારના અનેકવિધ વ્યવસાયો કરી ભીલો ટકી રહે છે. કેટલાક તો વળી ઘો, સસલાં, પારેવાં, કે લાવરી જેવાનો શિકાર પણ કરે છે.

**આજનું આજે :**

આજનું આજે અને કાલ સવારનું કાલે સવારે જોવાની વૃત્તિ તેમનામાં ઘર કરી ગયેલી જોવા મળે છે. કોઇપણ વસ્તુ પછી તે પૈસા,ધાન્ય કે બીજું કંઇ પણ હોય, સાચવી રાખીએ તો આગળ જતાં કામ લાગે તેવી તેમની વૃત્તિ નથી. 'સંચય કરવો' એ તેમના શબ્દ કોશમાં નથી. તેમની આ અલ્પસંતોષી વૃત્તિ માટે અહિરાણીમાં એક કહેવત છે કે, 'તવલી ભર દાના આની ભીલ ઉતાના.' તાવડીમાં સમાય તેટલું જ ધાન્ય હોય તો પણ ભીલ ખુશીથી રહી શકે છે. આનંદની અપાર સીમાઓ તેને માટે છલકાઇ જાય છે એવો આ કહેવતનો અર્થ છે. આ તાવડીભર અનાજને લીધે જ જો તેને વધુ સારું કામ મળતું હોય તો પણ તે સ્વીકારતો નથી, કારણ કે તેને તો આજની જ ચિંતા છે, આજે ખાવાનું મળી રહ્યું પછી તે આવતી કાલની ચિંતા કરતો નથી. તે તો તાવડીમાં પડેલા અન્નનો જ વિચાર કરે છે. જમણ પતે એટલે ઘસઘસાટ ઊંઘી જશે, પરંતુ કામે જશે નહી. આજનું પત્યું ને, આવતી કાલનું જોઇ લેવાશે - એવો તે વિચાર કરશે.

**હા તો હા અને ના તો ના :**

આ પણ ભીલ સમાજની એક વૃત્તિ જ છે. આપણે જો તેને કોઇ કામ સોંપીએ કે એકાદ વાત કહીએ અને જો પહેલાં એકવાર એ નકારી કાઢે તો પછી તે કામ કે બાબત તેના માટે કેટલી ફાયદાકારક છે, લાભદાયક છે તેના વિશે તેને કેટલુંય સમજાવ્યા છતાંય ભીલ તે કામ કરશે નહી. તેનાથી ઉલટું, જો કોઇ કામમાં તેને કશું જ મળવાનું ન હોય, અને એણે મનમાં નિશ્ચય કર્યો હોય, તો ગમે તે રીતે તે કામ પૂરું કરશે જ, એવી વૃત્તિને કારણે ભીલ સમાજને 'હા તો હા અને ના તો ના'ના સંદર્ભે જોવાય છે. તેનું આવું અડિયલપણું લોહીમાં જ વણાયેલું હોય છે. ભીલો જલદીથી કોઇના પર વિશ્વાસ મૂકવા રાજી થતા નથી. એકવાર જો તેને કોઇના વિશે ગેરસમજ થઇ હોય તો એ વ્યકિત તેની ગમે તેટલી નજીક જાય, પણ ભીલ તેને દાદ આપતા નથી.

**અસ્વચ્છતા :**

ભીલ વસ્તીમાંનાં ઝૂંપડાં એટલે કબૂતરખાનું જ ! ઝૂંપડીમાં પ્રવેશવા માટે નીચે ઝૂકીને જવું પડે છે. માટીની ભીંતો. જમીનમાં ભેજ રહે છે. નાનાં બાળકો બહાર ખુલ્લામાં જ અને ઘરની નજીક જ સંડાસ કરવા બેસે છે. મોટી વ્યકિતઓ પણ નજીક જ જાય છે. ભીલ વસતિમાં ગામની માફક પાણીની નળયોજના હોતી નથી. તેમને પીવાનાં પાણીનાં પણ ફાંફાં હોય છે. તેઓ ગમે ત્યાંથી પીવા માટે પાણી ભરી લાવે છે. તે પણ અસ્વચ્છ હોય છે. અને એ જ પાણી તેઓ પીવા માટે લે છે. નહાવું-ધોવું તો ઘણું દૂર રહ્યું. ભીલો પહેલાં તો કયારેક નદી પર જઇને નહાતા

હતા, હવે તો નદીઓ પણ સૂકાઇ ગઇ છે. તેથી પહેલાં જે આઠ-આઠ દિવસ પછી પણ સ્નાન થતું હતું તે હવે મહિના પછી થાય છે. ચોખ્ખા પાણીથી નિયમિત સ્નાન ન કરવાને લીધે શરીરની ચામડીની પેશીઓમાં પોપડા બાઝી જાય છે, તેમાં ખંજવાળ આવે છે. તેમાંથી પછી ખરજવું, ગજકર્ણ, ઇસબ જેવા ચામડીનાં રોગો થાય છે. અસ્વચ્છ પાણીથી કમળો,વાળો, જેવા રોગો અને માખી-મચ્છરના ત્રાસથી મલેરિયા જેવી બિમારીઓ ભીલ વસતિમાં હંમેશા જોવા મળે છે.

પાથરવા-ઓઢવા માટે અતિશય ગંદી ગોદડીઓ અને કોથળાં વપરાય છે. તેને કારણે નાનાં બાળકોમાં આંખો આવવાથી માંડીને અંધત્વ સુધીના રોગો જોવા મળે છે.

શિકાર અને હથિયારો :

કેટલાક ભીલો હજી પણ ઘણા સારા શિકારીઓ છે, પરંતુ તેમનાં શિકાર માટેનાં હથિયારો હજી સુધી પાષાણયુગના કે મધ્યયુગનાં હથિયારો જ રહ્યાં છે. હાથમાં પથ્થર લઇને શિકાર કરવાની સાથે જ ગોફણ, ગિલોલ, તીરકામઠાંનો ઉપયોગ કરીને આ શિકારીઓ શિકાર કરે છે. જાળથી તેઓ ઘો, લાવરી, તેતર, પારેવાં, સસલાં, કરચલા અને માછલીઓ મારે છે. કેટલાક વેચવા માટે, કેટલાક ખાવા માટે.

નવાપુર અને ધડગાંવ-અક્રાણી વિસ્તારમાં માત્ર ભીલોનીજ વસ્તી ધરાવતાં ગામો છે. તેથી ગામના સરપંચ, પોલિસ પટેલ, મુખી વગેરે પણ ભીલો જ હોય છે. તેમનું ગામ અને તેઓ જ કર્તાહર્તા હોય છે. તેથી જે જગ્યાએ તેમનાં ઝૂંપડાં હોય તે જમીનનાં માલિકો પણ તેઓ જ હોય છે. તેને કારણે જ અહીંની ભીલ વસતિની જેમ ત્યાંની ભીલ વસતિઓનું સ્થળાંતર થતું હોતું નથી. તેમના સ્થાનેથી તેમને કોઇ ખસેડતું નથી. જ્યારે આપણા વિસ્તારમાં ગામનો પ્રમુખ સમાજ જુદો હોય છે અને ભીલ વસતિ જુદી હોય છે. ગામનાં કોઇ કામ (દા.ત. દવાખાનું, વીજકેન્દ્ર, પાણીની ટાંકી વગેરે) માટે જગ્યા જોઇતી હોય તો ભીલોની વસતિને ઊઠાડીને બીજે જગ્યા આપવામાં આવે છે. તેથી તેમનું સ્થળાંતર નિયત જ હોય છે. તેવી જ રીતે જયાંજયાં આખું ગામ ભીલ સમાજનું હોય, ત્યાં ભીલ સમાજમાં દરેકની પોતાના ખપપૂરતી જગ્યા હોય જ છે. તે જમીન ખેડીને તેનાથી પોતાનું ગુજરાન ચલાવે છે. અહીંના ભીલોનું તેવું નથી હોતું. અહીંના ભીલ સમાજનું પેટ હાથ પર આધારિત હોય છે. આ સમાજનાં આર્થિક સ્તરને કારણે જ તેમનામાં પણ અન્ય સમાજોની જેમ ઊંચ-નીચના ભેદભાવ પ્રવેશ્યા છે.

'આજે આપણા ભારતમાં સૌથી વધુ પછાત જાતિ કોણ ?'- એવા સર્વેક્ષણ પ્રશ્નનો ઉત્તર 'ભીલ'-એવો મળશે. બીજા આદિવાસી સમાજો કરતાં ભીલ એ સૌથી પાછળ રહી ગયેલો સમાજ છે. તેનું કારણ ફકત જીવન પ્રત્યેની તેમની થોડામાં સંતોષ માનવાની વૃત્તિ જ નહિ, શિક્ષણ માર્ગદર્શન, સગવડો અને સારા જીવનની તક આપણે હજુ તેમને ઉપલબ્ધ કરી આપી નથી એમ કહેવું પડશે.

અહીંના એક સામાજિક કાર્યકર અને સ્વાતંત્ર્યસેનાની શ્રી દાદાસાહેબ બીડકરે એક ભાષણમાં કહ્યું હતું : 'હજારોની મેદનીમાં પણ ભીલ તરત જ ઓળખાઇ જાય એવો તેનો શારીરિક પરિવેશ છે. ભીલના નાક, ચહેરો, રંગ અને ઉગ્રરૂપને જોતાં તે સાધારણ નીગ્રો જેવો દેખાય છે. પછી તે ભીલ મહારાષ્ટ્રનો હોય ગુજરાતનો હોય કે બીજે કયાંકનો.' આ અવતરણ કદાચ કોઇને ગમે નહીં. એક જ ભૌગોલિક વાતાવરણ હોવા છતાંય આ શારીરિક ભેદ શેના કારણે છે તે નક્કી જ સંશોધનનો વિષય છે. આ દ્દષ્ટિકોણથી જો નૃવંશશાસ્ત્રના આધારે એકાદું સંશોધન હાથ ધરવામાં આવશે તો તે નક્કી આવકાર્ય થશે.

o

# આદિવાસીની એકવીસમી સદી !

સુરેશ બચ્છાવ મુંજવાડકર
અનુવાદ : અરૂણા જોશી

*સુરેશ બચ્છાવ મુંજવાડકર એ મુંજવાડ, તા. બાગલાણ જિ. નાસિક, મહારાષ્ટ્રના ઉત્સાહી અભ્યાસુ કાર્યકર છે. માત્ર ભીલોજ નહિં પણ એકંદરે આદિવાસીના આજના જીવન વિશે અને તેમના ભવિષ્ય અંગે રજૂ થયેલ વિચાર.*

આખી દુનિયાનું આજે ધ્યાન કેન્દ્રિત થયું છે તે એકવીસમી સદીમાં પ્રવેશવાની ઘડી પર ! અતાગ સમુદ્રના તળિયે પહોંચનાર સબમરીનથી લઇને મંગળ ગ્રહ પર મોકલેલ 'પાથફાઇન્ડર' સુધીનો સમગ્ર વિકાસ સાથે લઇને આજનો માનવી મોટા રૂઆબ સાથે અને સમર્થતાથી આ સદીના સ્વાગતમાં ઊભો છે. એક પળ માટે આખોય માનવ ઇતિહાસ નજર સામે લાવીએ તો સ્પષ્ટ રીતે તરી આવે છે કે માનવીના ભૌતિક અને સાંસ્કૃતિક વિકાસ માટે હજારો વર્ષ ગયા હોય તો પણ વૈજ્ઞાનિક પ્રગતિની હરણફાળ તો ગઇ સદીનાં છેલ્લાં પચાસેક વર્ષમાં જ દેખાય છે.

બહારના આક્રમણોથી કચડાયેલા, દબાઇ ગયેલા એક ગરીબ દેશ તરીકે ઓળખાતો આપણો ભારતદેશ આ જૂની ઓળખાણ ભૂંસી નાંખીને એક મહાસત્તા તરીકે ધીરેધીરે સામે આવી રહ્યો છે, આ બાબત આપણી છાતી ગર્વથી બે ઇંચ ફૂલાવે તેવી છે જ. પણ, અભિમાનથી વર્ણવી શકાય તેવા આ વર્તમાનની વાસ્તવિકતાની બીજી કાળી બાજુ પણ છે !

ભારતના આદ્ય રહેવાસી તરીકે ઓળખાતા આદિવાસી ભાઇઓ આ નવી સદીનું સ્વાગત કેવું અને કઇ રીતે કરી રહ્યા છે તે જોઇએ તો પેટમાં ફાળ પડે, અને પોતાની જ જાત પર શરમ આવ્યા વગર રહે નહીં.

ઊંચાનીચા ડુંગરોમાંની આબોહવા સાથે તાલ મેળવીને જીવાતું જીવન તથા સુંદરતા, મંગલતા, કોમળતાની જેમ જ ભય, ક્રૂરતા અને માનવીની સમજની પણ બહારની કેટલીક અદ્ભુત બાબતો તેમજ પરંપરા, રૂઢિ-રિવાજો, તહેવારો-મેળાઓ- આ બધાથી ખીચોખીચ ભરેલ આદિવાસી સંસ્કૃતિના ઇતિહાસ અને વર્તમાનને ટકાવી રાખનારા આદિવાસી ભાઇઓની જનસંખ્યા ભારતની આખી જનસંખ્યાના ૭% થી વધારે એટલે કે લગભગ સાડા છ કરોડ જેટલી છે.

જંગલના પર્યાવરણ જોડે આદિવાસીનો અતૂટ નાતો હોવાથી તેની જમીન, જંગલ અને પાણી અંગેની મૂળભૂત જરૂરિયાતો તે પર્યાવરણમાંથી જ પૂરી થાય છે. તેથી તેઓની આદિમ સંસ્કૃતિ પર તે પર્યાવરણની જ ઊંડી છાપ હોય તે સ્વાભાવિક છે. પ્રાચીનકાળથી પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ સાચવી રાખનારી આ અલગઅલગ આદિવાસી જાતિઓ જંગલ કે ગિરિકંદરાઓમાં જ કેમ રહેતી આવી- તેનો જવાબ થોડા નજીકના ઇતિહાસ પર નજર નાંખીએ તો સહેજે મળી જાય છે.

ભારતના પ્રસિદ્ધ ઐતિહાસિક પ્રદેશ તરીકે ઓળખાતા રાજસ્થાનના મેવાડ પ્રદેશને અડીનેજ જે અરવલ્લી અને વિંધ્ય પર્વતનો ડુંગરાળ પ્રદેશ આવે છે, તે ઇતિહાસમાં સ્વત્રંતવૃત્તિની ગણાતી રાજપૂત, જાટ તેમજ કેટલીક

આદિવાસી ટોળીઓનું ચોક્કસ અને સુરક્ષિત એવું ઠેકાણું હતું. દિલ્હીના લાલ કિલ્લા પર મુસલમાન સત્તાનો ઝંડો સુખ અને નિર્ભયતાથી આસમાન ચૂમવા લાગ્યો, પછી તે સત્તાએ ભારતના બીજા પ્રદેશોમાં હાથપગ ફેલાવવાની શરૂઆત ન કરી હોત તો જ આશ્ચર્ય ગણાત ! આ પગપેસારા પોછળના બે હેતુ હતા - એક તો આખા ભારતમાં જે સત્તાધિકાર ઠેકઠેકાણે વહેંચાયેલો હતો તેને પોતાના એકચક્રી અમલમાં ફેરવવો; અને બીજો તે આ આખાય પ્રદેશમાં ઇસ્લામનો ફેલાવો કરવો. તેમાં પણ મેવાડનો આ ભાગ દિલ્હીથી નજીક હોવાને લીધે મુસલમાનોના હુમલાઓનું પ્રમાણ આ વિસ્તારમાં પુષ્કળ હતું. પરંતુ, ધર્મ ને દેશદાઝની બાબતમાં કટ્ટર અભિમાની અને ચીવટ ધરાવતા તેમજ વાઘ જેવા શૂરવીર રાજપૂતો આ આક્રમણો સામે ઝૂક્યા નહીં. પણ દિવસેદિવસે વધતા જતા મુસલમાનોના બળ સામે રાજપૂતોનો નિભાવ મુશ્કેલ થતો ગયો. તૂટે પણ ઝૂકે નહીં - એવા સ્વભાવગુણને લીધે આ પરાજય પામેલા રાજપૂત રાજાઓ, સરદારો, તેમના અનુયાયીઓ અને તેમની જોડે ખભેખભા મિલાવી બરાબરીથી લડતા રહેલ આદિવાસીઓ આ જંગલો-ડુંગરોના આશ્રયે આવીને રહ્યા. અને આક્રમણો સામે ઝઝૂમતા જ રહ્યા. સમય જતાં મુસલમાનોના હાથમાં ગયેલ સત્તા પાછી મેળવવાનું અશકય જણાઇ આવતાં ધીરેધીરે તેમણે આ ડુંગરોમાં જ પોતાનું સ્થાન બનાવી લીધું. તેઓના બધા જ વ્યવહાર રાજીખુશીથી અહીં જ શરૂ થઇ ગયા. અને તેમનાં કેટલાંક નવાં જ સંસ્થાનો પણ અહીં જ ઊભાં થતાં ગયાં. કાળચક્ર જેમજેમ આગળ વધતું ગયું તેમતેમ તેઓનો બહારના મેદાની મુલક જોડેનો સંબંધ છૂટતો ગયો અને ત્યાંના જનજીવનથી તેઓ દૂર ને દૂર હટતા ગયા. તેનું પરિણામ એ આવ્યું કે તેમના પર આદિવાસીપણાની એક કાયમી છાપ રહી ગઇ.

ટૂંકસાર એટલો જ કે આ સમગ્ર વર્ણન આ એક જ સ્થળના આદિવાસીઓ પૂરતું સીમિત નથી. ભારતભરમાં ઠેકઠેકાણે ફેલાયેલા મોટા ભાગના આદિવાસીઓના કિસ્સાનો આ એક નમૂનોમાત્ર છે. આખાય ભારતમાં જે-તે સ્થળના શાસન અને શાસનકર્તાઓને લીધે આદિવાસીને જે ભયંકર રીતે સહેવું પડ્યું છે, તે જ સ્થિતિ આપણા ખાનદેશના આદિવાસીઓની પણ રહેવાની જ ! અહીંના આદિવાસીઓને પણ જનમજનમથી જે દુ:ખ વેઠવાં પડ્યાં છે તે છેક મોગલકાળથી લઇને આજ સુધી.

આદિવાસીઓની સંખ્યાની બાબતે આપણું મહારાષ્ટ્ર રાજય દેશમાં પાંચમા ક્રમે આવે છે. અહીં આદિવાસીઓની વસ્તી કુલ જનસંખ્યાના ૯% જેટલી છે. મહારાષ્ટ્રમાં સૌથી વધુ આદિવાસી વિસ્તાર ધરાવતા ધુલિયા જિલ્લામાં ૧૯૮૧ની જનસંખ્યા ગણતરી અનુસાર ૮.૩૧ લાખ આદિવાસીઓ વસેલા છે. પછી આમાં ભીલોથી માંડીને કુંકણાઓ સુધી બધા જ આવી જાય. આમાંથી મોટા ભાગના આદિવાસીઓ સાતપુડાના ડુંગરાળ વિસ્તારોમાં સગવડભર્યું ઠેકાણું શોધીને ફળિયાં બનાવીને રહે છે. આ આખા વિસ્તારની ભૌગોલિક સ્થિતિ જ એવી છે કે અહીં ઉદ્યોગધંધાઓ, કારખાનાઓનું નામોનિશાન નથી.

સાતપુડા પરિસરના આજકાલના પર્યાવરણને ખુલ્લી આંખે જોઇએ અને થોડું ઊંડાણ પૂર્વક તપાસીએ તો જે નજર સામે ઉપસી આવે છે તે આ આદિવાસીપણાને, આદિવાસીનાં અસ્તિત્વને જ જબરજસ્ત આંચકો આપતો એનો વર્તમાન, આખી આદિવાસી જીવનપ્રણાલીમાં ઉથલપાથલ મચાવતો આ વર્તમાન માત્ર ચિંતાનો જ નહિ પણ ચિંતનનો પણ વિષય છે ! સ્વતંત્રતા સુધી એકદમ ગીચ જંગલી વિસ્તાર તરીકે ઓળખાતો આ પ્રદેશ આજે જે રીતે ઉઘાડો-ઉજ્જડ દેખાઇ આવે છે, તે જોતાં 'વિકાસ'નામના શબ્દથી જ નફરત થવા માંડે છે. પહેલાં તો નજર પહોંચે એટલે દૂરદૂર સુધી જાતજાતનાં લીલાંછમ વૃક્ષો-વનરાજી આંખોને શીતળ બનાવી દેતી. આખા શરીરે આંખો હોય તો જ જોયાનો પૂરો સંતોષ મળે એવી મબલખ વનરાજીમાં આદિવાસીને કંદમૂળ, ફળ, શિકાર તથા નદીનાળાંમાં માછલાં પુષ્કળ પ્રમાણમાં મળી જતાં હતાં. તેમાંય પાછું આદિવાસીની જરૂરિયાતો

સાવ આંગળીના વેઢે ગણાય તેટલી ! તમારા-મારા જેવા સર્વસામાન્ય માણસની કલ્પનામાં જે મોજશોખ હોય તેની જોડે આદિવાસીને તો કંઇ જ લેવાદેવા નહીં. તેથી, વહેલી પરોઢે ઊઠીને જંગલમાં એક આંટો મારી આવે તો પણ તેની આવી બધીજ જરૂરિયાતો સહજતાથી અને આપમેળે પૂરી થઇ જાય. આજ કારણોસર આદિવાસીમાં કોઇપણ વસ્તુ ભેગી કરીને સંઘરી રાખવાની વૃત્તિ દેખાતી નથી. જરૂર કરતાં વધારે કમાય કે સંઘરે તેને આદિવાસી કઇ રીતે કહેવાય ? દેખીતી રીતે જ જે છે એટલામાં સંતોષ માની લેવાની એક બહુ સારી ટેવ આદિવાસીને આપમેળે જ પડી જાય છે.

આ બધું સરખી રીતે જોઇએ તો આપણે એટલું તો કહી જ શકીએ કે સ્વતંત્રતા સુધી આદિવાસીનું જીવન કંઇક અંશે તો ઠીક હતું, પણ જે સ્વાતંત્ર્ય જોડે તેને કંઇ લેવાદેવા ન હતી તે સ્વાતંત્ર્ય મળી ગયા પછી તો તેની આખી દુનિયા જ ચકરડીની માફક ગોળગોળ ચકરાવા માંડી. વિકાસના નામે ચાલતી આડેધડ જંગલ-કપાતને એણે આંખમાં પાણી લાવીને જોતાં રહેવા સિવાય છૂટકો જ નહોતો. વિકાસની ભ્રાંતિમાં ફસાયેલો આધુનિક માનવી અતિલોભને કારણે જેમજેમ જંગલનો નાશ કરતો ગયો તેમતેમ આદિવાસી કંગાળ ને ભૂંડો બનતો ગયો.

કોઇપણ માનવીની વાત કરો તો તેની આર્થિક જરૂરિયાતો પૂરી પાડતાં તેના કામધંધાનું સ્વરૂપ તેની આસપાસના પરિસર અને પર્યાવરણ જોડે સંકળાયેલું જ હોય છે. આજુબાજુનાં પર્યાવરણમાંથી આસાનીથી મળી શકે તેવી વસ્તુઓ કે સાધનોથી જ આદિવાસી પોતાના અન્ન, વસ્ત્ર, નિવાસની મૂળભૂત જરૂરિયાતો પૂરી કરે છે. તે સિવાય તેની પાસે બીજો કોઇ વિકલ્પ પણ નથી.

માનવીની પ્રગતિના પહેલા તબક્કાનું સ્વરૂપ જોઇએ તો તેમાં જંગલમાંથી કંદમૂળ અને ફળફળાદિ ભેગાં કરવાં, અલગઅલગ પ્રકારનાં જાનવરો-પ્રાણીઓ પાળવા, ખેતી કરવી - જેવાં કામો આવે છે. આ પ્રાથમિકસ્તરના કામધંધાઓમાંથી જ આજના માનવીના આર્થિક વ્યવહારોના વિવિધ માર્ગો વિકસિત થયા છે, એવું તો ઇતિહાસ કહે છે. પહેલાંના જમાનાની આપણા ભારતની ગ્રામીણ અર્થવ્યવસ્થા સાબૂત અને પગભર હતી. તે જમાના અનુસાર એવું એક પણ કામ હતું નહીં, જે માટે ગામડું છોડીને ક્યાંક બીજે જવાની જરૂર પડે. ગામડાંના બધા ખેડૂતો પોતાની સમગ્ર જરૂરિયાતો એકબીજાને મદદ કરીને અને એકબીજાની મદદ લઇને પૂરી કરતા હતા. બધાની બધી જ જરૂરિયાતો કોઇપણ પ્રકારની ભાંજગડ વગર પૂરી થઇ જતી. તે વખતે ખેડૂત એટલે તો આખી અર્થવ્યવસ્થાનો આધારસ્તંભ, જેમકે આપણા શરીરની કરોડરજ્જુ ! ખેતી અંગેની તેની બધી જ જરૂરિયાતો બાકીના લોકો પૂરી કરતા, અને બદલામાં તેમને રોજીરોટી ખૂટે નહીં તેની જવાબદારી ખેડૂત પણ ખુશીથી નિભાવતો હતો. પરાપૂર્વથી ચાલતી આવેલી આ રીત સાવ સીધી ને ચોખ્ખી છે, પણ હમણાંની આ રીત એકદમ જ લુપ્ત થવા લાગી છે. એટલું જ નહિ, વૈશ્વિકીકરણ અને આધુનિકીકરણના વાયરામાં એ સૂકાં પાંદડાંની જેમ ક્યાં ને ક્યાં ફંગોળાઇ ગઇ તેની ગામડાંઓને ખબર પણ ન પડી ! તેની જોડાજોડ માંડમાંડ ટકી રહેલી આદિવાસીઓની પોતાની આગવી અર્થવ્યવસ્થા પણ લુપ્તતાને આરે આવીને ઊભેલી જંગલની કેટલીક પ્રાણીજાતિઓ ની જેમ નષ્ટ થતી જાય છે, અને તે પણ કોઇને ખબર સુધ્ધાં પડ્યા વિના ! તેમાંય, ગીચ જંગલમાં રહીને જંગલની જ વિવિધ ઉપજો પર પોતાની અર્થવ્યવસ્થા ચલાવતા આદિવાસીને રોજના રોટલા ખાતર સખત મહેનત કરવી પડે છે. આમ, તેની રોજીરોટીને એક રીતે લડાઇનું જ સ્વરૂપ મળી ગયું છે અને તે માંડમાંડ ગુજરાન ચલાવી શકે છે તે પણ એટલું જ ખરું છે.

કીડીમંકોડી પણ પ્રવેશી ન શકે એવા ગીચ જંગલ વિસ્તારમાં આજ સુધી થોડા ટકી રહેલ આદિવાસીની અર્થવ્યવસ્થા ધ્યાનથી જોઇએ તો એક વાતનો ખ્યાલ આવે છે કે, ખેતીના શારીરિક શ્રમવાળા કામથી લઇને

પોતાના માથાના વાળ કાપવા સુધીનું બધું જ કામ તેણે પોતે જ કરી લેવું પડે છે. અલગ અલગ આદિવાસીઓની જરૂરિયાત પણ થોડી ઘણી અલગ રહે છે અને તે પૂર્ણ કરવાની તેમની રીત પણ અલગ અલગ હોય છે. તેમના સામાજિક રીત રિવાજમાં જેમ સ્થળકાળાનુસાર તફાવત દેખાઈ આવે, તેવો જ તેમની 'અર્થ વ્યવસ્થા' માં પણ તફાવત દેખાય છે.

સાતપુડાના તેમજ અન્ય વિસ્તારના આદિવાસીઓના આર્થિક વ્યવહારનો મુખ્ય આધાર જંગલ અને જંગલની પેદાશ પર જ છે . જયાં વસે છે તે ગામથી ચોક્કસ અંતરના જંગલ પર તે ગામના બધા આદિવાસીઓનો સામુહિક અધિકાર રહે છે. આ નિશ્ચિત વિસ્તારની સંપૂર્ણ પેદાશ પર જેમકે ફળફળાદિ, ગુંદર, મધ, શિકાર દરેક પર બધાના સરખા હક્કને કારણે તેમાંથી જે રોકડ આવક મળે તે પણ બધાને સરખે ભાગે વહેંચાય. આ રોકડ રકમ તેમની ઘર ગૃહસ્થીનો મોટો આધાર રહેતો હતો. પરંતુ આજના આધુનિક કાળમાં આ આખી જંગલભૂમી સરકારે પોતાના તાબામાં લઇ લીધી તો તેમાંથી મળનારી પેદાશપરની આદિવાસીઓની માલિકી જતી રહી. જો કે, આ બાબત માટે થોડાઘણા અંશે આદિવાસી ખુદ પણ જવાબદાર છે. જો તે વેચવા માટે બળતણ તરીકે આડેધડ જંગલો ન કાપત તો સરકારે આ જમીન પોતાના તાબા હેઠળ ન લીધી હોત ! અલબત્ત, બધું જ જંગલ સરકારના તાબામાં જવાથી જંગલની કપાત રોકાઇ ગઇ છે એવું તો નથી જ. ઉલટું, હવે આ જંગલ કાપવાના વ્યવસાયમાં આદિવાસી કરતાંય વધુ પ્રમાણમાં કેટલાક મોટામોટા 'માફિયાઓ' ઊતરી પડ્યા છે. ઉપર સુધી હાથ પહોંચેલા હોવાને લીધે એમનો જંગલની કાપણી નો આ વહેવાર ઉઘાડેછોગ અને સહીસલામત ચાલતો રહે છે. આ માતેલા માફિયાઓના પગલે જ હમણાંહમણાં ઉત્તર પ્રદેશમાં ૮૦ હજાર હેકટરનું જંગલ સહજપણે બાળી નાખવામાં આવ્યું !

આમ, બધી જ બાજુએથી ભીંસમાં આવી પડવાથી આદિવાસીને આજકાલ પેટ ભરવાનાં પણ ફાંફાં પડવા લાગ્યાં છે. ખેતી કરવા જાય તો જમીન ક્ષેત્રફળ પ્રમાણે ઓછી છે જ. વળી, એ ભૌતિક વિકાસમાં પણ પાછળ રહી ગયો છે. શિક્ષણ નથી, માટે તંત્રજ્ઞાન નથી. અને તેમાંય દુકાળમાં અધિક માસની જેમ બધી જ જમીન ડુંગરાળ ને બરડ હોવાથી તેનું પોત એકદમ હલકું છે. અહીં વરસાદનું પ્રમાણ મેદાની વિસ્તાર કરતાં વધુ હોય તો પણ પાણી પડે છે તે વહી જવા માટે જ ! પાણી બાંધવાના-અટકાવવાના કોઇ પણ ઉપાયોના અભાવે ૧૦૦-૧૫૦ સે.મી. જેટલો સખત વરસાદ પડતો હોવા છતાં તે પાણીનો ખરેખરો ઉપયોગ થતો જ નથી. ખેતી માટે કૂવો ખોદીને પાણીની વ્યવસ્થા કરવા જઇએ તો મોટર ચલાવવા માટે વીજળી ક્યાં છે ? એ હકીકત છે કે આજે પણ ભારતના કેટલાક આદિવાસી વિસ્તારોને વીજળી શું છે તે ખબર જ નથી. વીજળી જ ન હોય તો બીજા યાંત્રિકજ્ઞાનની તો કલ્પના જ કરવી રહી. આવી પ્રતિકૂળ પરિસ્થિતિ સામે ઝઝૂમીને તેને મ્હાત કરવામાં આદિવાસી કદાચ ઊણો ઊતરતો લાગે. છતાંય, ગમે તેવી પરિસ્થિતિ જોડે પણ તાલ મેળવીને જીવી લેવામાં તો એની બરાબરી કોઇ નહીં કરી શકે.

ખેતી માટે પાણીની વ્યવસ્થા પૂરી પાડવા સાતપુડા વિસ્તારમાં આદિવાસી ભાઇઓએ શોધી કાઢેલી એક આગવી રીત જોવામાં આવી. એમાં ઢાળ મળે ત્યાંથી સરકી જતું નદીનાળાંનું પાણી પથ્થર-ઢેફાં અને ઝાંડી ઝાંખરાં નાંખીને અટકાવી રાખવામાં આવે છે અને પછી એને બે-ચાર ખેડૂતો ભેગા મળીને ચાસ પાડીને ખેતીની જગ્યા સુધી લઇ જાય છે. આ રીત વધુ કંઇ નહિ તો ડૂબતાને તરણાંના આધાર જેવી તો છે જ. બે-ચાર ખેડૂતોએ મળીને ચલાવેલ આ પદ્ધતિ આગવી ને વિશિષ્ટ તો છે જ, વધારામાં ગતિશીલ જળઉર્જાનો ઉપયોગ કરીને ઊંચા સ્થળે પહોંચાડેલું પાણી જોઇને મન હરખાઇ ઉઠે છે. પરંતુ, દેખીતી રીતે જ આ વ્યવસ્થા માત્ર ચોમાસા પૂરતી જ

મર્યાદિત રહે છે. બહુબહુ તો ચોમાસા પછીના બે-ચાર મહિના સુધી આ રીતે પાણી મળી શકે. પછી તો પાકને જીવાડવા પાણી માથે ઊંચકીને-ચઢાવીને જ સીંચવું પડે છે. આવું ભયંકર કષ્ટ વેઠ્યા પછી પણ મળતી ખેતીની ઉપજ કેટલી હોય છે એ તો કહેવું જ રહ્યું ! સ્વાભાવિક રીતે આદિવાસીને અન્નની અછત બારેમાસ જણાય છે. આખી જિંદગીમાં આંગળીના વેઢે ગણાય તેટલીવાર માંડ તેને પેટભરીને, પૌષ્ટિક તથા સ્વાદિષ્ટ ખોરાક ખાવા મળે છે. તેથી લગભગ દરેક જણને કુપોષણના પરિણામોનો સામનો કરવો પડે છે. તેમાંય બીડી, તમાકુ, છીંકણી, તપખીર જેવાં વ્યસનો નાનપણથી જ વળગેલાં હોય છે. આ બધી વાતોની તેમના આરોગ્ય પર સામટી અસર થયા વગર રહેતી નથી. અને નાના અમથા છોકરાથી માંડીને ડોસા સુધી પ્રત્યેકની જ ઉંમર તેની સાચી ઉંમર કરતાં બે-ચાર વર્ષ વધુ જણાય છે.

આખું ચોમાસું મૂશળધાર વરસતા વરસાદની મુશ્કેલીઓ પછી પણ તેની યાતનાઓ ઓછી થાય કે તેને કોઈ રસ્તો મળે છે એવું નથી. ચોમાસું આખું પડતું રહેતું બધું જ પાણી ઢાળ પરથી મેદાનમાં ઊતરીને વહી જાય છે અને પછી તો પીવાના પાણી માટે પણ વર્ષ આખું ભટકવું પડે છે ! ત્યાં સરકારનું પાણીનું અડધું ભરલું ટેંકર પણ પહોંચતું નથી. એટલે પીવા માટે જ સમયસર તાજું પાણી ન મળતું હોય, તો પછી ન્હાવા-ધોવા વિશે તો વિચારવાનું જ રહેતું નથી ! અઠવાડિયામાં એકાદ દિવસ કયાંક કોઇ ખાબોચિયામાં એકાદ ડુબકી લગાવી લીધી તોય ઘણું કહેવાય ! આવામાં તેમને થોકબંધ રીતે ડાયેરિયા, ખરજવું, ગજકર્ણ, વાળો જેવા રોગો લાગુ પડી જાય તો તેમાં શી નવાઇ ? તેમાંય ડૉકટર પાસે જઇને ઈલાજ કરાવવો તે કંઇ સાદીસીધી વાત છે ? એક માનવી મંગળ ગ્રહ પર લટાર મારવા જવાની તૈયારીમાં હોય તોય અહીં બીજો એક માનવી આજે પણ અંધશ્રધ્ધાના કળણમાં ડૂબેલો છે. તે આજે પણ ડોકટર કરતાં ભગત (ભૂવા) પર વધારે ભરોસો રાખે છે. ભગતના ગજા બહાર કેસ જાય અને જાનનું જોખમ ઊભું થાય તો જ દવાખાને જવાય ! એમાં કેટલાય માઇલોનું અંતર કાપીને શહેરમાં આવવાનું. રસ્તોય નહીં ને વાહનો પણ નહીં. ઝોળીમાં નાંખીને બિમારને દવાખાના સુધી લાવતાં-લાવતાં તો મોટા ભાગે એ રસ્તામાં જ પૂરો થઇ જવાનો ડર ! ઘર છોડીએ ને આંગણુંય પારકું રહે ! તેનાં કરતાં તો ઘરે જ મરવાની રાહ જોતાં રહેવું પોસાય- એવી એની પરિસ્થિતિ ! આ બધું રોજબરોજના જીવનનો જ ભાગ ગણીને જીવતાં આદિવાસીને માણસ કહેવાય કે જાનવર - એ સવાલ પૂછવો પડે. જોઇ-જાણીને આંતરડી કકળી ઊઠે એવી આ સ્થિતિ માટે જે રીતે બહારનાં પરિબળો કારણભૂત છે, તે જ રીતે અને તેટલો જ આદિવાસી ખુદ પણ જવાબદાર છે એ ભૂલવું ન જોઇએ.

આર્થિક રીતે નબળા હોવાને લીધે કોઈપણ વસ્તુ વેચાતી લેવા-આપવાનું પ્રમાણ નહિવત્, તેથી કોઇ ધંધો-વેપાર પણ નહીં. ઊંચાનીચા ડુંગરાળ પ્રદેશને લીધે કારખાનાઓ નહીં. ખેતીની ઉપજ પણ નહિવત્. અને આ બધાની સામે આદિવાસી વિસ્તારોની જનસંખ્યામાં બેસુમાર વધારો. આ બધાને કારણે આદિવાસી વિસ્તારોમાં બેરોજગારી એ સૌથી મોટી અને ઉગ્ર સમસ્યા બનીને તેમનો કોળિયો લેવા આગળ ધપી રહી છે. અત્યંત વિકરાળ બનતી જતી આ સમસ્યાને લીધે એક ટંકનું પેટિયું પણ માંડમાંડ રળી શકતા આદિવાસીઓને જે સંજોગોમાંથી પસાર થવું પડે છે, તે જોતાં જ આ સમસ્યાની ભયંકરતાનો ખ્યાલ આવી શકે.

ચોમાસું બાદ કરતાં બાકીના આઠેય મહિના આદિવાસીને પેટિયું રળવા માટે ઘરસંસાર છોડીને મેદાની મુલકમાં રખડવું પડે છે તે તો જગજાહેર વાત છે. હજારો વર્ષ જૂની પોતાની સંસ્કૃતિને મેદાની મુલકથી અળગા રહીને આજ દિન સુધી સાચવી રાખનાર આદિવાસીને આજે પોતાનાં નાનાંનાનાં બાળકોને લઇને શહેરની ડામરિયા સડકો પર ખુલ્લા પગે રખડતો જોઇને ખરેખર તો આપણું લોહી ઊકળી ઊઠવું જોઇએ! પણ, આજના જમાનામાં

એવી અપેક્ષા રાખવી એ તો નિર્બળતાનું લક્ષણ ગણાય છે. એકવીસમી સદીમાં પ્રવેશવા થનગનતા માનવીને પોતાના રસ્તા પરનો એક પથ્થર લાગતો આદિવાસી આજે જે મળે તે પેટમાં ધકેલવા સારું જે મળે તે કામ કરી લઇ દા'ડા પસાર કરી રહ્યો છે. તેને પોતાની જાતમાં પણ કોઇ ફેરફાર લાવવાનો ઉત્સાહ જણાતો નથી. વાત કરતી વખતે એનો પોતાના પ્રત્યે એક બેફિકરાઇનો જ ભાવ દેખાઇ આવે છે. જન્મ્યાં છીએ તો હવે જેમતેમ કરીને જીવી લઇએ - એના મનમાં બસ એટલી જ અપેક્ષા રહી છે.

મેદાની મુલકનાં નાનાંમોટાં શહેરોથી લઇને કો'ક ગામડામાં- જ્યાં પણ કશો રોજગાર મળવાની શક્યતા જણાય, ત્યાં આદિવાસીઓનાં ટોળેટોળાં અચૂકપણે ફરતાં દેખાય છે. આવામાં એમને ઘણીવાર તો કેટલાક એવાં કામો કરવા પડે છે, જેની સાથે તેમનો કોઇ સંબંધ જ હોતો નથી. પણ પેટમાં બે-ચાર કોળિયા જાય ને બે-ચાર રૂપિયા હાથ લાગે - બસ એટલી જ એમની અપેક્ષા. અને આવી પરિસ્થિતિ એક દિવસ-બે દિવસ નહિ, પણ આખું વરસ અને દર વરસે ચાલુ જ ! એટલે જ તેઓ હવે આ પરિસ્થિતિથી જાણે ટેવાઇ ગયા છે, તે એટલી હદે કે એમનું એક રીતે શોષણ જ થઇ રહ્યું છે તેનો પણ તેમને અણસાર નથી.

કોઇને પણ તેમના વિશે લેખ લખવાનો છે કે તેમની મુલાકાત લેવાની છે એવું કહીએ તો એ હોંશભેર આગળ આવે એવો સાધારણ અનુભવ છે. પણ ભણેલાગણેલા ને સારાં કપડાં પહેરેલા માણસને જોઇ બે ડગલાં પાછળ ખસી જનારા તથા ગુમસુમ રહેનારા આદિવાસી આપણાં મનમાં પ્રશ્નોના ઊંડાઊંડા વમળો ઉઠાવે છે. તેમનું આમ ફંટાઇને, દબાઇને રહેવું તે આપણા આત્માને ઢંઢોળી મૂક્યા વગર રહેતું નથી. આપણી અગાઉની પેઢીને હાથે એવું તે શું બન્યું હશે કે જેથી માણસ જેવા માણસ થઇને આ લોકો માણસથી જ આમ ફંટાઇને રહેતા હોય ? આ સવાલનો જવાબ મને તો હજુ સુધી નથી જડ્યો. નિશાળે જતાં નાના છોકરાઓ અને એકદમ જ કમજોર ઘરડાઓને બાદ કરતાં આખાં ને આખાં કુટુંબોને આ મેદાની મુલકમાં ફેંકી દીધેલાં ઝાડીઝાંખરાંની જેમ અહીંથી તહીં ને તહીંથી અહીં ભટકતા જોઇને આજુબાજુના સમાજની એ પ્રત્યે કોઇ જ પ્રતિક્રિયા નથી. કેમ ? - તે પણ એવો જ એક હચમચાવી દેતો સવાલ છે. ચોક્કસ મોસમની આબોહવા પોતાને માફક આવતી ન હોવાથી એક ખાસ સમયે એક જગાથી બીજી જગાએ સ્થળાંતર કરીને જનારાં પક્ષીઓમાં અને આ લોકોમાં કોઇ ફરક છે ખરો ? પણ એમની આવી સ્થિતિ માટે આબોહવા કે પર્યાવરણ કરતાંય વધુ જવાબદાર છે તે આદિવાસી પ્રત્યેની સરકારીતંત્રની ઉદાસીનતા અને સામાજિક સ્તરે એમને ટાળવાની વૃતિ.

'મબલખ' શબ્દ નાનો પડે એટલા પ્રમાણમાં પડતાં પાણીને અટકાવવાનું કે યથાયોગ્ય સ્થળે સંઘરવાનું આયોજન પૂરતા પ્રમાણમાં ન હોવાથી તે આદિવાસીનાં કામમાં આવતું જ નથી. વિશાળ વન્યસંપત્તિ અને ખનિજ સંપત્તિના જેમને સાચા માલિક કહી શકાય એવા આદિવાસીઓની આજની સ્થિતિ 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે...' એવી છે. મજૂરી કરીને પેટિયું રળવા નીકળેલા આદિવાસીને પછી તો ખેતીનાં કામથી લઇ રસ્તા પર ડામર નાંખવા માટે ખોદકામ તેમજ સાફસફાઇ કરવા સુધી બધાં જ કામો કરવા પડે છે. અને ખાસ તો એ કે આવા કોઇ પણ પ્રકારનાં કામ માટે તેમની ના નથી હોતી. રસ્તા પર ડામરનાં કામ માટે ચાલતા મિક્સર મશીન પર કોઇ કુશળ કામદારની જેમ કામ કરતા આદિવાસીને જોઇને અચરજ થાય છે. ચોક્કસ સમયે ચોક્કસ રીત મુજબ ચલાવવાના આ મશીન પર તે ઢોર ચરાવવા જેટલી જ સહજતાથી કામ કરી શકે છે ! આ જોઇને એક રીતે તો ખુશી થાય છે. પણ તે પળવાર માટે જ, કારણ કે આ કામ કરવામાં તેને ખરેખર કોઇ જાતનું સમાધાન કે સંતોષ મળે છે ખરો ? - એ સવાલ મનમાં પેદા થાય છે અને પછી તેની પ્રત્યે કરુણા ઉપજે છે.

રોજીરોટી મેળવીને એ ઉપરાંત જો બે પૈસા ગાંઠે બાંધી શકાય તો ભયોભયો- એટલી જ ગણતરી રાખીને

મેદાની મુલકમાં આવી પડેલા આદિવાસીનું અહીં રહેવું અને જીવવું ભયંકર ખરાબ કહી શકાય એવું હોય છે. ચાર મહિનાની ખેતી માટેનાં બિયારણ અને ખાતર વગેરે માટે રકમ ઊભી કરવા થોડીક વધુ પડતી મહેનત કરી લેવાની તૈયારી સાથે આવી ભંગાર જિંદગી સ્વીકારી લેનાર આદિવાસીના હાલ 'કૂતરું પણ ન સૂંઘે' એવા થઇ જાય છે- એમ કહેવું ખોટું નથી ! શહેરમાં આવે અને બે દિવસ રોકાવા મળે એવું કોઇ કામ ચાલુ હોય તો ત્યાં જ બાજુની પડતર જમીનમાં રોકાઇ જાય છે. રખડતી અને અન્ય પછાત જાતિઓ તો તંબુ તાણીને ઠેકઠેકાણે રહે છે, તેટલું પણ ભારતના આ આદ્ય રહેવાસીઓના નસીબમાં હોતું નથી. રાંધવા-ખાવાથી માંડીને સૂવા સુધીનું બધું જ ખુલ્લામાં ચાલતું હોય છે. ત્રણ ઇંટોથી બનાવેલ ચૂલાથી રહેવાની જગ્યા બને ને કામ પર જતી વખતે આખો સંસાર -ગોદડાં, બે ચાર વાસણો, કો'ક તૂટીફૂટી પેટી- એ બધું ખુલ્લામાં જ મૂકી જવાનું. 'ચોરીનો ડર નથી રહેતો ?' - એવું પૂછીએ તો જવાબ મળે, ' ચોરનાર ચોરીને લઇ પણ શું જશે ? અને ચોરાઇ જ જાય તો કરાય પણ શું ? હવે ઘર છોડી મુલકમાં આવી જ ગયા છીએ, તો કોઇપણ સંજોગોમાં રહ્યે જ છૂટકો છે. બાકી આગળ એની મરજી !' હવે આને ભોળપણ કહેવાય કે જાત પ્રત્યેની ઉદાસીનતા? આ જાનવર જેવા જીવતરમાં કોઇ ફેરફાર થાય તેવું તેમને લાગે છે ખરું? - આ પ્રશ્નનો જવાબ ચૂપકીદીથી પણ ઘણું બધું કહી જાય છે - 'આ પરિસ્થિતિનો કોઇ ઇલાજ છે જ ક્યાં? માણસનું નસીબ ક્યાં ને કેવી રીતે ખૂલે તે કંઇ કહી ના શકાય, એટલે આપણું કામ છે તે કર્યે જવાનું. એનું ફળ એને આપવું હોય તો એ આપશે !' આપણને જ ઉલટો સવાલ કરે એવો આ જવાબ ! આ ગીતા તેમને કોણે સંભળાવી? ભણેલાગણેલા માણસને પણ વિચાર કરતા કરી મૂકે એવી મોટીમોટી અને ભારે વાતો આદિવાસીના મુખે આમ સહજતાથી ઉમટે ત્યારે નવાઇ લાગે કે આવું બધું આ લોકોને કોણે અને કઇ ચોપડીમાં ભણાવ્યું હશે !

મજૂરીઅર્થે મેદાની મુલકમાં આવીને વેઠવી પડતી આ સ્થિતિની ખુદ આદિવાસીઓને જેવી આદત થઇ ગઇ છે તેવી જ આ મુલકના અન્ય લોકોને પણ થઇ ગઇ છે ! રસ્તાનાં કામો લેતાં મોટામોટા કોન્ટ્રાક્ટરો તો હવે તેમને તેડવા માટે તેમનાં ગામડાં-ફળિયા સુધી પહોંચતા થયા છે. બાર મહિનામાં આઠ મહિના તો આ ફળિયાઓમાં માત્ર થોડાંક સહેજ સારી (!) સ્થિતિનાં ગણાય એવા કુટુંબો અને બાકી દરેક કુટુંબનાં ઘરડાઓનો જ વાસ હોય છે. તેઓ ત્યાં રહીને ઢોરો રાખવાનું કામ કરે છે. અહીં આવેલાઓમાંથી કોઇ ગામડે જાય તે કોઇ વારતહેવારે કે પછી લગ્નપ્રસંગ અર્થે જ. આ રીતે મજૂરીએ આવેલા બધા જ અભણ હોય છે એવું પણ નથી. કેટલાક તો ભણેલાં પણ મજૂરી માટે રહી જતા હોય છે.

આવા જ એક ભણેલા છોકરાને પૂછ્યું કે 'ભણીગણીને પણ આવું કામ કેમ કરે છે ?' તો એ કહે, 'તમારા જેવા સુધરેલા લોકોને નોકરી નથી મળતી તો અમારી તો વાત જ ક્યાં કરવી ? હું બે-ચાર ધોરણ સુધી શીખ્યો તે લખતાં-વાંચતાં આવડે એટલા ખાતર જ. આજે મને લખતાં ને વાંચતાં આવડે છે, તો બહુ થયું કહેવાય. અને આમ જોતાં કોઇ પણ કામ કરવાની માણસને શરમ શું કામ આવવી જોઇએ? શરમ લાગવી જોઇએ તે ચોરીની કે છિનાળાની !' શિક્ષણને નોકરી કે આજીવિકા મેળવવાનું સાધનમાત્ર માનવાની સર્વસામાન્ય વૃત્તિના આપણા જમાનામાં આ આદિવાસી યુવકની આ ધારણા ખૂબ ઊંચી અને અર્થસભર જણાઇ આવે છે.

રસ્તા પરના બધા જ માટી-ઢેફાં ખોદી કાઢીને તેના પર બળતી બપોરના તાપમાં ગરમ ડામરને ફેલાવવાનું કામ કરતા આદિવાસી સ્ત્રી-પુરૂષ-છોકરાંના ચહેરા પર પરસેવાની સાથે બીજી એક નવાઇની વસ્તુ જોવા મળે છે -કામ મળ્યાનો સંતોષ ! મેદાની મુલકના મજૂરો જેટલી જ મજૂરી તેમને પણ મળે છે, પણ તેના પ્રમાણમાં તેમના કામનું ભારણ ચોક્કસ વધારે રહે છે. કોઇપણ કામ પોતાના ઘરનું જાણીને કરવાની તેમના શરીરને આદત જ પડી

ગયેલી હોય છે. વળી, બીજી આદત હોય છે નિખાલસ પ્રામાણિકતાની ! કોઇ એક ખાસ પ્રકારનું જ કામ આ લોકો કરતા હોતા નથી, પણ જે કામમાં બે પૈસા વધુ મળી શકે તેવા કામ પ્રત્યે તેમને ચોક્કસ આકર્ષણ હોય છે. પણ તે છતાંય,વિશેષ વાત એ છે કે આવું કામ મેળવવા માટે તેમનામાં પરસ્પર હરિફાઇ, ભાંજગડ કે લડાઇ-ઝઘડા બિલકુલ થતા નથી, બે ચાર દિવસ જ્યાં તેઓ રોકાય છે ત્યાંના 'સ્થાનિક' લોકોને એમનો કોઇ ત્રાસ નથી રહેતો. 'પણ એ લોકોનો તમને કોઇ ત્રાસ રહે છે કે કેમ, આ નવા મુલકમાં કોઇનો ડર તમારા મનમાં રહે છે કે કેમ ?' - એવું પૂછતાં જે જવાબ મળ્યો તે તેમનું ખમીર દર્શાવે છે-'અમે ના કોઇનું ખાઇએ છીએ કે ના કંઇ છીનવી લઇએ છીએ. અમે અમારા પોતાના બળે જીવીએ છીએ, તો કેમ કોઇના બાપથી ડરીએ? અને ધારો કે બહુ જ ત્રાસ થાય જીવને, તો આ જગ્યા છોડીને બીજી જગ્યાએ જવાનું એમાં શું ?'

કોઇપણ કામ કરીને હાથ આવેલ પૈસામાંથી ત્રણ ઇંટોના ચૂલા માટે લાકડાથી માંડીને મીઠાં-મરચાંનાં પડીકાં સુધી આખુંય બજાર પૂરું કરીને એમની પાસે સિલક પણ કેટલી અને કેવી રીતે રહેતી હોય - તે પ્રશ્ન તો વિચારવા જેવો છે જ ! છતાંય જે પણ જમીન છે, તેને માટે જરૂરી રકમ ઊભી કરવા ખાતર તેઓ કામ કરતા જ જાય છે. રહેઠાણની આસપાસ માટીમાં ખેલતાં નાનકડાં નાગાંપૂગાં છોકરાં જોઇને કહીએ કે 'આમને શું કરવા સાથે લઇને આવ્યા?' તો તેઓ કહે છે, ' એ ત્યાં તો શુંયે કરશે ને શુંયે ખાશે ? એના કરતાં અહીં જ સારા છે. થોડાઘણાં કામમાં પણ સાથ આપે.'

અહીંના લોકોની વર્તણૂંક અંગે પૂછીએ તો જણાય છે કે એમને આ સમાજ પાસેથી વિશેષ કોઇ અપેક્ષા જ નથી. પણ કોઇવાર કેટલાક મોટા ને ભલા કહેવાતા માણસો પણ કરેલા કામનો પૂરો બદલો આપતા નથી,પૈસા તો ડૂબાડે જ છે, સાથે ડરાવે-ધમકાવે પણ છે એવી એમની ફરિયાદ છે. રસ્તાનાં કામની જેમ જ તેઓ બાંધકામ પર પણ દેખાઇ આવે છે . બાંધકામમાં જુવાન છોકરીઓ પણ માલ બનાવવાથી લઇને ઇંટ-પથ્થર-રેતીનો ભાર ઊંચકવા સુધીનાં બધાં જ કામો કરતી દેખાય છે. 'આવું કામ કરવું અઘરું નથી પડતું '- એવું પૂછીએ તો કહે છે - 'આમ તો આ કામ ખેતીનાં કામ કરતાં અઘરું ને ભારે પણ રહે છે પણ હવે પનારો જ આની સાથે પડયો તો શું કરીએ ? થાય તેટલું કરીએ છીએ.' માન અને કામની બાબતમાં તેમનામાં સ્ત્રી અને પુરૂષનો ભેદ હોતો નથી, તે તેમની વિશેષતા છે.

આઠ-આઠ મહિના મળે તે કામે જોતરાઇ રહેતા આ આદિવાસીઓ ચોમાસા પહેલાં પોતપોતાનાં ગામ જવા નીકળી પડે છે, તે બીજા વર્ષે આવવાની બોલી કરીને જ ! એમનું એ રઝળપાટનું જીવતર સુધારવા માટે સરકાર તરફથી થોડાઘણા પ્રયત્નો થાય છે તેવું સંભળાય છે, પણ સાચી જરૂર છે તે નિષ્ઠાપૂર્વકના પ્રયત્નોની. આ આદિવાસી વિસ્તારમાં પ્રાપ્ય કાચા માલ પર આધારિત કેટલાંય ઉદ્યોગધંધાઓનો વિકાસ શકય છે, પણ તે માટે પ્રામાણિક પ્રયત્નો થવા જોઇએ. માત્ર આપણા મહારાષ્ટ્ર રાજયમાં જ કાગળ પર આદિવાસીઓ માટે ચારસો ને એંશી યોજનાઓ છે, અને તે માટે દર વર્ષે પાંચસો એંશી કરોડ રૂપિયાની જોગવાઇ પણ કરેલી છે. પણ ખરેખર જો આટલો પૈસો આ યોજનાઓ પર વપરાતો હોય તો આજે આ પરિસ્થિતિ દેખાત જ કેમ ?

મહુડાનું તેલ કાઢવું, એ તેલમાંથી ચીજવસ્તુઓ બનાવવી, આલ્કોહોલ બનાવવો, ફળોમાંથી રસ અને ઇતર પદાર્થો બનાવીને હવાચૂસ્ત પેકિંગ કરવું - એવા કેટલાક કુટિરઉદ્યોગો અહીં સરળતાથી ચલાવી શકાય. તેના માટે બે-ચાર ધોરણ ભણેલા આદિવાસી યુવકોને પ્રામાણિકપણે માત્ર યંત્રજ્ઞાન અને મૂડી પૂરી પાડવાની જરૂર છે. તેમજ, ભગવાને છૂટ્ટે હાથે વેરેલા આ નૈસર્ગિક વૈભવનો 'પર્યટન' માટે વિકાસ કરાય, તો ગામડેગામડે આર્થિક સાધનો ઉપલબ્ધ થઇ શકે. સ્વિટ્ઝર્લૅંડ જેવા દેશનો આદર્શ જો આ બાબતમાં સામે રાખવામાં આવે તો

આદિવાસીની જીવનપ્રણાલિમાં બહુ મોટા પાયે અને મૂળભૂત ફેરફાર લાવી શકાય. બારેમાસ થતી હિમવર્ષા, ઠારી દેતી ઠંડી અને દૂરદૂર સુધી ફેલાયેલ જંગલ - એ વાતોને કુદરતનો અભિશાપ નહીં પણ વરદાન ગણીને પર્યટન અને જંગલ પર આધારિત વ્યવસાયો ચલાવીને આ દેશ આજે માથાદીઠ સરેરાશ આવકની બાબતમાં આખી દુનિયામાં પ્રથમ ક્રમે ઊભો છે. આપણા હિમાલયનો આખોને આખો વિસ્તાર આ પરિસ્થિતિ જોડે સામ્ય ધરાવતો હોવા છતાં આપણે અહીં પર્યટન-વ્યવસાય વિકસાવી શક્યા નહીં તેનું કારણ આપણી અયોગ્ય કાર્યપદ્ધતિ કહી શકાય. આજે સરકાર આદિવાસીઓની સમસ્યાઓ હલ કરવા માટે જે યોજનાઓ ચલાવે છે તે ખોટી ન હોય તોય તેની કાર્યપદ્ધતિ કાલાનુસાર બદલાવી જોઇએ. આજની આવી યોજનાઓમાં ખાસ નોંધ લેવી પડે તે આદિવાસી સહકારી સંસ્થાઓની. આવી સંસ્થાઓ તરફથી ગરીબ આદિવાસીઓને બિયારણ, ખાતર, દવાઓ વગેરે ઓછી કિંમતે વહેંચવામાં આવે છે. તેઓની ખેતઉપજ અને અન્ય પેદાશોના ખરીદી-વેચાણ, કેટલાક વિસ્તારોમાં વીજળી પહોંચાડવી, વગેરે કામ ચાલે છે. હવે આ કામોની સાથેસાથે જ જો તેમના આરોગ્ય અને જીવનધોરણ અંગે પણ કંઇક કરી શકાય તો બહુ મોટું કામ થયાનો સંતોષ મળી શકે . કેટલાક એવાં કાર્યો કે ઉપક્રમ યોજી શકાય કે જેના આધારે આદિવાસી ભાઇઓ આવી રહેલ એકવીસમી સદીમાં આપણી સાથે ખુલ્લા દિલે અને નિ:સંકોચ પ્રવેશી શકે.

સ્વબળે બનાવેલ મહાસંગણકયંત્ર (સુપર કોમ્પ્યુટર), ઉપગ્રહ, અણુબોમ્બ જેવી સધ્ધર અને સમર્થ સાધનસામગ્રી લઇને આપણે ભારતના લોકો એકવીસમી સદીના સ્વાગત માટે નીકળી પડ્યા છીએ ખરા, પણ જો નવી સદીમાં આપણી જોડેનો ભારતનો આ આદ્ય રહેવાસી દેખાય નહીં, તો મોટી મુશ્કેલી ઊભી થશે. માટે જ આ બહોળી વૈજ્ઞાનિક પ્રગતિની સાથે જ જો આદિવાસી પોતાની જોડે લીલુંછમ જંગલ, નદી-ઝરણાંનું ખળખળ વહેતું સ્ફટિકશુભ્ર પાણી, ડુંગર પરથી પડતા દૂધ જેવા સફેદ ધોધ, જાતજાતનાં પશુઓ અને પક્ષીઓનો કલરવ - એ સઘળું લઇને આવે, તો મને લાગે છે કે એકવીસમી સદી જ સામે ચાલીને આપણને છાતીસરસી ચાંપશે, અને તે પણ એકદમ ઉમળકાથી ! એથી જ આપણા દેશના આ આદ્ય રહેવાસીને વિસરી જવો એટલે હાથે કરીને પોતાના પગે કુહાડી મારવી ..... માટે .....

O



# માનવ ઉત્પત્તિ (પાવાગઢ)

સુભાષ પાવરા

અનુવાદ : રોહિણી ખાંડેકર

*સુભાષ પાવરાનો પરિચય આગળ આપ્યો છે. પાવરા લોકોના મૌખિક સાહિત્યમાં અને પરંપરાગત રીતે કહેવાતી વાર્તાઓમાં સ્થળાંતરના ઉલ્લેખો મળે છે. આ લેખમાં માનવ ઉત્પત્તિ અંગે તેમના સમાજમાં પ્રચલિત કથા છે. તેનો સંબંધ પાવાગઢના ડુંગર સાથે છે.*

*(આધુનિક વિજ્ઞાન અનુસાર આપણે માનવ ઉત્પત્તિ વિષે એક જ વાત સ્વીકારેલી છે. પરંતુ, આ વિષે અલગ-અલગ આદિવાસી જમાતોની પોતાની આગવી રૂઢિગત કથાઓ છે. નંદૂરબાર જિલ્લામાં વસતા સાતપુડાના પાવરા ભીલોમાં માનવ ઉત્પત્તિ વિશે આ વાર્તા પ્રચલિત છે.)*

વિદુબાઇએ નવખંડ ધરતી નિર્માણ કરી. દેવદેવતા, માનવ, વનસ્પતિ , પશુ-પંખી તૈયાર કર્યાં. અવકાશમાં ચંદ્ર, સૂરજ તૈયાર કરી પ્રકાશ નિર્માણ કર્યો. આમ વિવિધ પ્રકારે સૃષ્ટિનું સર્જન થયું.

માનવ બનાવવા માટે સમુદ્રમાંથી કાચી માટી લાવવામાં આવી. કાચો માનવ બનાવી એને સૂકવવા રાખ્યો, ત્યાં તો તે ભાંગી ગયો. 'અરેરે...! ધરતી, ચાંદ, સૂરજ બનાવ્યા તે ના ભાંગ્યા ને આ માનવ કેમનો ભાંગી ગયો ?' એ વિચારવા લાગી. પાછી નવી માટી લાવી, તેમાં રાખોડી ભેળવી, ચાકડા પર મૂકી માનવ બનાવ્યો. ત્યારે તે સ્થિર થયો. તેમાં જીવ નાંખ્યો. તેથી માણસનાં શરીર પર રાખોડી દેખાય છે. બધા જીવ-જંતુઓને સુખદુ:ખ આપ્યા. તે બધા પોતપોતાના જીવ સાચવવા વિવિધ માર્ગે કામમાં લાગ્યા.

માનવ અને દેવદેવતાઓની સંખ્યા વધતી ગઇ. બત્રીસ કોટી દેવ અને તેંત્રીસ કોટી માનવ. એટલી સંખ્યા વધી. દેવદેવતા તેમજ માનવોમાં બેકારી વધતી ગઇ. કતલો થવા લાગી. નાતજાત જોયા વગર બળાત્કાર થવા લાગ્યા. પશુ-પંખીઓની હત્યા થવા માંડી. ઝાડ-પાન નષ્ટ થવા લાગ્યા. આમ 'કળિયુગ' આવ્યો. આ બધું કરહણમાતા જોતી હતી. એનાથી આ સહન થતું ન હતું.

કરહણદેવી સુંદર વેશ ધારણ કરી આબાકુંબી રાજાના ઘરે જતી હતી. રસ્તામાં સૂરજ આથમ્યો. ત્યારે અડધી ઊંઘમાં ને અડધું જાગતાં એણે રસ્તામાં જ રાત પસાર કરી. દિવસ નીકળ્યા પછી એ આગળ જવા લાગી. તે વખતે જ ત્યાં કુંબાયરાજા આવ્યો. કરહણ દેવીને જોઇને એ વિચારવા લાગ્યો, 'આ કોણ જઇ રહી છે ?' એના રૂપ પર એ વારી ગયો. એણે રાણીનો હાથ પકડ્યો અને પાપ આચર્યું. કરહણદેવીએ એને શાપ આપ્યો, 'તારું બધું જ અનાજ હું પાછું લઇશ.' આવો શાપ આપી એ રસ્તે ચાલવા લાગી. એ જતી હતી ત્યારે આબાકુંબીનો દીકરો ગુલકુશા દાબપ્રદેશમાં અનાજ માપતો હતો. અનાજ માપી-માપીને એ થાક્યો હતો અને પોતાના પર જ ગુસ્સે થતો હતો. એ ગુસ્સામાં જ એણે પાયલીનું માપીયું ફેક્યું તે રસ્તે જતી કરહણદેવીનાં માથામાં વાગ્યું. આવું અપમાન કરહણદેવીથી સહન થયુ નહીં. 'આજે મારું અનાજ ખાઇને તે માતેલા બની ગયા છે. મારા પર પાપ કરી રહ્યા છે, મારા પર અત્યાચાર કરી રહ્યા છે, તો આ ધરતી પર તો શુંય ચાલી રહ્યું હશે !' એણે દેવદેવતાઓ પર

ગુસ્સે થઇ તેમને નષ્ટ કરવાનું નક્કી કર્યું. એ ધરતી પરથી મેઘલપુરમાં કાલારાણા (મેઘરાજા) પાસે ગઇ. મેઘરાજા બાર-તેર વર્ષથી સોનાના પલંગ પર સૂતેલા હતા. પૃથ્વી પર શું ચાલી રહ્યું છે તેની તેમને કશી જાણ ન હતી. કાલારાણાની રાણી બિજલાકુંવરે જ્યારે કરહણદેવીના અપમાન વિષે જાણ્યું ત્યારે એ થથરી ઊઠી. સંતપ્ત થઇ. એણે દૂત મોકલી જંગલનાં કંદમૂળ દરિયામાં છૂપાવી દીધાં. બાર-તેર વર્ષનો દુકાળ કર્યો. બિજલાકુંવર કાલખંડમાં છૂપાઇ બેઠી. કરહણદેવી દરિયામાં જઇ છૂપાઇ ગઇ.

બાર-તેર વર્ષનો દુકાળ પડ્યો. મનુષ્યો ઝાડના છાલ-પાંદડા ખાવા લાગ્યા. પશુ-પક્ષીઓને મારીને ખતમ કરી નાંખ્યા. માણસ માણસને ખાવા લાગ્યો. દરિયા, નદી-નાળાં સૂકાઇ ગયા. જીવ-જંતુ મરવા લાગ્યા. ભોંય ફાટી . દેવદેવતા ગભરાયા. તેઓ પણ ભૂખ્યા-તરસ્યા મરવા લાગ્યા.

ધરતીમાતાએ આ જોયું. વિનાશ સહન થતો ન હતો. ત્યારે ધરતીમાતાએ ધનીરાજાને કહ્યું, ''આપ શું ઊંઘી રહ્યા છો ? તમારી ઊંઘ ઊડતી નથી ! મારા જીવ-જંતુ, ઝાડ-પાન ભૂખ્યા-તરસ્યા મરી રહ્યા છે. ધનીરાયા, આપ હારી ગયા છો.'' આવી તકરાર ધરતીએ ચિઠ્ઠીમાં લખી, '' હું જેઠાણીરાણી ચિઠ્ઠી મોકલાવું છું. તમારી પાસે ઘણી સંપત્તિ છે. તમને કશું ઓછું નથી. મારી પાસેની સંપત્તિ નષ્ટ થઇ ગઇ છે.'' છાતીનો મેલ કાઢીને રાવકાગડી (સંદેશ આપનારી કાગડી) બનાવી. રાવકાગડી ચિઠ્ઠી લઇને મેઘરાજા પાસે ગઇ. મેઘરાજા સોનાના હિંડોળાપર સૂતા હતા. એમણે ચિઠ્ઠી વાંચી. મેઘરાજા તૈયારીમાં લાગી ગયા. તુંબડી લીધી. માથે ફાળિયું બાંધ્યું. ભાથું બાંધી લીધું. ઘોડાપર સવાર થઇ નીકળી પડ્યા. મેઘરાજા ધરતી પર આવ્યા. ધુમ્મસ, વાદળાં,વરસાદ તૈયાર કર્યાં. પણ વાદળ હલતાં ન હતાં.

પવન દેવ જંગલ-ખીણોમાં ફરતા હતા તેમને બોલાવ્યા. એ આવવા રાજી ન હતા, ત્યારે મેઘરાજાએ પોતાની દીકરી મેઘલાકુંવર પવન દેવને આપવાનું નક્કી કર્યું અને એમને જમાઇ બનાવી લીધા. ત્યારે એ રાજી થયા. પવન આવ્યો. વાદળાં હાલવા લાગ્યાં. મેઘરાજા એ દરિયાની વાટ પકડી. દરિયાના પાણીની રખેવાળી આંધળો અને પાંગળો કરતા હતા. તેમને પૂછ્યા વગર મેઘરાજાએ પાણીની ચોરી કરી. પાંગળો જોતો હતો. તે આંધળાને ઇશારો કરતો હતો. આંધળો ગોફણથી પથરા મારતો હતો. ઝાડ-પાનમાં, ખીણમાં, ડુંગરામાં બધે જ વાદળાં ચાલવા લાગ્યાં. વીજળી થવા લાગી. તોફાન થયું. મૂશળધાર વરસાદ શરૂ થયો. નદી-નાળાં અને દરિયા છલકાઇને વહેવા લાગ્યા. આખી દુનિયા જળબંબાકાર થઇ ગઇ. ધરતી પર ચારેકોર પાણી-પાણી થઇ ગયું.

એક મોટો માસીરાયા (માછલો) હતો. ભૂખ્યા માણસો એને ખાવા માટે દોડ્યા. તેને જીવતો ને કાચો જ ખાતા હતા. તે વખતે ડેડી અને ડેડો એમ બે હરિજન ભાઇબહેન એ માછલાને ખાવા માટે ગયા. એ માછલો જીવતો આંસુ સારતો હતો. ભાઇબહેન એકબીજાને કહેવા લાગ્યા, ''દુકાળ છે. માણસો મરી રહ્યા છે. જીવતા પ્રાણીને ખાવું એ એક પાપ છે. એના કરતાં ભૂખ્યા મરી જઇએ''. આવું બોલીને તેઓ માછલાને ખાધા વગર જ પાછા ફર્યાં. આ માસીરાયાનું ધ્યાન દરેક માણસ પર હતું. કોણ સારૂં અને કોણ પાપી તે જોતો હતો. પારખતો હતો. આ ભાઇબહેનને માસીરાયાએ જોયાં. તેણે ડેડી- ડેડાને કહ્યું, ''બધા લોકો મને ખાવા માટે આવે છે. તમે કેમ ખાતા નથી?'' ત્યારે તેઓ બોલ્યાં, '' અમે જીવતાં પ્રાણીઓને ખાતા નથી, મરેલાંને જ ખાઇએ.'' આ બંનેએ પ્રાણીહત્યા કરી નથી. તેઓ ધાર્મિક છે. માસીરાજાએ આ જાણ્યું. ડેડી-ડેડો માછલાને ખાધા વગર ભૂખ્યાં જ ઘરે આવીને પડી રહ્યાં. માછલો તેમના પર પ્રસન્ન થયો. તેમને કહ્યું , ''તમે છોડ-વેલાંની એક પાલખી બનાવો. મેઘરાજા પાસે ફરિયાદ ગઇ છે. જળપ્રલય થવાનો છે. તે વખતે એ પાલખીમાં બેસજો અને એ પાલખી મારી પીઠ ઉપર મૂકજો''. તે મુજબ તેઓએ પાલખી બનાવી. મેઘરાજાએ તો ધરતી પર મૂશળધાર વરસાદ

વરસાવ્યો, જળપ્રલય થયો. પૃથ્વી પર ડુંગર-ટેકરાએ બધે જ પાણી-પાણી થઇ ગયું. જીવ-જંતુ, માણસો એમાં તણાઇ ગયાં. ડેડી-ડેડો પાલખીમાં બેઠાં. પાલખી તરતીતરતી માથેફેણા ડુંગર તરફ ગઇ. ત્યાં પાણી ઊંચે ને ઊંચે ચડવા લાગ્યું. ત્યાંથી પાલખી ડોલતીડોલતી પાવાડુંગર પર ગઇ. ત્યાં રોકાઇ ગઇ. પાણી હજી ઉપર ને ઉપર ચડતું હતું. પાવાડુંગર પણ ઊંચે વધતો ગયો. પાવાએ રેલવી-રેલવાને કહ્યું, ''તું ઊંચે વધીશ તો અમે આકાશમાં જઇશું, પણ બીજ નહીં આપીએ.'' રેલવી-રેલવો બોલ્યાં, ''અમને એક પણ જીવને જીવતો નહીં રાખવા કહ્યું છે. અમે બધા જીવ નષ્ટ કરીશું.'' ઘણા પ્રયત્નો કર્યા. પાવાડુંગરે બીજ આપ્યું નહીં. બીજને બચાવ્યું. તે બન્ને પાવાગઢ ઉપર કંદમૂળ ખાઇ જીવવા લાગ્યા.

થોડા દિવસ પછી પાણી ઓસર્યાં. ત્યારે ડેડી-ડેડાએ છાતીનો મેલ કાઢી રાવકાગડી તૈયાર કરી. પાણી ઓછું થયું કે નહીં, કયાંક ટેકરી-ડુંગર- જમીન છે કે નહીં તે જોવા માટે રાવકાગડીને મોકલી. એ ફરીને પાછી આવી. પાલખી પર બેઠી. ફરી આઠ-પંદર દિવસ પછી મોકલી. તે ફરી પાછી આવી નહીં. ત્યારે તેઓ સમજી ગયા કે પૃથ્વીપર કાગડીને જગ્યા મળી ગઇ છે. ત્યાં જ એ જમીન પર ફરવા લાગી. ડેડી-ડેડો અન્ન ન હોવાથી જંગલમાંનાં પાંદડાં, કંદમૂળ અને ફળ ખાઇને જીવવા લાગ્યા. તેઓ ભાઇ-બહેન હતાં. તેઓ પાપ કેવી રીતે કરે ? તેથી તેઓ હગ્યાં, મૂતર્યાં, થૂંકયાં અને તેમાંથી જ સંતાનો પેદા થયા. પછી તેમનો વંશવિસ્તાર થતો ગયો. એ સંતાનો પણ કંદમૂળ ખાઇને જીવવા લાગ્યા. તે એક જ લોહીના હતા. તેમણે રોટી-બેટી વ્યવહાર કેવી રીતે કરવા ? તેથી જાતિઓ બની. તેમાં પહેલા વંશમાં હરિજન, પાવરા, ભીલ, વાણિયા, ગુજર, બોંડા એમ વિવિધ જાતિઓનું નિર્માણ થયું.

ભગવાને જાતિઓની વહેંચણી કરી અને જન્મ પ્રમાણે હિસ્સા વહેંચી કામની વહેંચણી કરી. હરિજનોને સૂતર આપ્યું. પાવરા ભીલોને ખેતીકામ આપ્યું. વાણિયાને લક્ષ્મી (ધન) આપી ધંધો કરવાનું કહ્યું. બોંડા સમાજને દેવદેવતાઓની મૂર્તિઓ આપી.

ભગવાને જન્મ અનુસાર બોલાવ્યા. હરિજન મોટો હતો. એને પહેલા બોલાવ્યો. ત્યારે એ ન્હાયો ન હતો. પછી જઇશ એમ વિચારી એ પાછો ફર્યો. એ જવખતે વાણિયો ગયો. તેને લક્ષ્મી મળી, નહીં તો લક્ષ્મી હરિજનને મળત. એ પછી સૌથી છેલ્લે હરિજન ન્હાઇને ગયો. ભગવાને કહ્યું, ''જે હતું તે બધું વહેંચાઇ ગયું.'' ખિસ્સામાં હાથ નાંખ્યો તો સૂતર મળ્યું. એ આપ્યું અને કહ્યું, '' આ સૂતર લે. હાથવણાટના કપડાં જેમ કે લંગોટી, ચાદર બનાવીને વેચ. કુનબીને થોડું સૂતર આપ. એ થોડું-ઘણું અનાજ આપશે. એનાથી ગુજરાન ચલાવ.'' એટલે હરિજનો ખેડૂત પાસે જાય છે. ખેતર ખેડતાં પહેલા હળને સૂતર બાંધે છે. તેથી કુનબીનું અનાજ વધારે પાકે છે. આજે પણ આ પ્રથા જોવા મળે છે.

O

# રાજસ્થાનના ભીલોનો

## ઈતિહાસ અને વિકાસ

અર્જુનસિંહ શેખાવત
અનુવાદ : ચૈતી સાળુંકે

*ડૉ. અર્જુનસિંહ શેખાવત એ રાજસ્થાનના પાલીમારવાડના શિક્ષક છે. આ વિસ્તારના આદિવાસીઓની સંસ્કૃતિના અને વિશેષતઃ સાહિત્યના ગાઢ અભ્યાસી છે.*

ભારતમાં લગભગ ૫૦૦ જેટલી આદિવાસી જાતિઓ છે. આ આદિવાસી સમૂહમાં ભીલ મુખ્ય છે. રાજસ્થાનમાં દક્ષિણાંચલ અર્થાત્ મેવાડ પ્રદેશમાં તેમની વસતિ વધારે છે. કવિરાજ શ્યામલદાસે પોતાના ઐતિહાસિક ગ્રંથ 'વીર વિનોદ'(પ્રથમ ભાગ) માં પાન નં. ૧૯૬ પર વિક્રમ સંવત ૧૯૪૭ની વસતિ ગણતરી પ્રમાણે ૧,૩૪,૪૨૯ ભીલોની વસ્તી દર્શાવી છે. ઈ.સ. ૧૯૬૧ની વસતિ ગણતરી અનુસાર ૯,૦૬,૭૦૫ ભીલ બાંસવાડામાં હતા. જે કુલ આદિવાસી વસતિના ૩૯.૨૬% હતા. સન ૧૯૭૧માં ૧૪,૩૭,૯૩૭ તથા ઈ.સ.૧૯૮૧માં ૧૮,૪૦,૯૬૬ કે જે કુલ આદિવાસી વસ્તીના ૪૪.૦૧ % જેટલી હતી. આજે તે લગભગ ૨૫ લાખની આસપાસ હશે. આ પ્રમાણે ૧૯૬૧ થી ૧૯૮૧ સુધીમાં તેમની સંખ્યા બમણી થઇ ગઇ. રાજસ્થાનમાં સૌથી વધારે ભીલ બાંસવાડામાં વસ્તી ૫,૮૨,૭૨૩ (૩૧.૭૫ %) છે, અને બીજું સ્થાન ઉદયપુરનું છે જ્યાં ભીલોની વસ્તી, ૧૦,૪૦,૯૬૬ (૨૧.૩૩%) જેટલી છે. આટલી મોટી સંખ્યામાં રહેનારા ભીલોની ઉત્પત્તિ અને ઈતિહાસ પણ વિશેષ રહ્યા છે.

### ભીલોની ઉત્પત્તિ માટેના વિવિધ મત-મતાંતરો :

આ બાબત માટે વિદ્વાનોના મત જુદાજુદા છે. તેમની ઉત્પત્તિના સંબંધમાં અનેક મતભેદો પ્રવર્તે છે. તેમાંનાં કેટલાંક ઉદાહરણો નીચે પ્રમાણે છે :

૧. ભીલ શબ્દ સંસ્કૃત ભાષાના 'ભીલ્લ' શબ્દનું તદ્ભવ સ્વરૂપ છે, જે ભિલ-વિલ એટલે કે ભેદવું-કાપવું નો અર્થ સૂચવે છે.

૨. મહાભારત કાળમાં ભીલોને નિષાદ પણ કહેવામાં આવતા હતા. આ પ્રમાણે ભીલ શબ્દનું તાત્પર્ય ભેદવું-કાપવુંની પ્રક્રિયા સાથે સંલગ્ન છે.

૩. શુદ્ર અને નિષાદમાં એટલું જ અંતર હતું કે જેમણે વર્ણ-ધર્મને સ્વીકાર્યો તે લોકો નિષાદ જ રહ્યા અને બાકીનાને પંચમ વર્ણનાં રૂપ તરીકે માની લેવામાં આવ્યા.

૪. રોબર્ટ શેફરે નિષાદોને ભીલોના પૂર્વજ તરીકે ઓળખાવ્યા છે.

૫. મહાભારત સાથે સંબંધિત હરિવંશ પુરાણમાં ભીલોના અનેક પ્રકારનાં વર્ણનો જોવા મળે છે. ભીલ જાતિ એટલી પ્રાચીન છે કે ઈ.સ. પૂર્વેનાં ૫૦૦ વર્ષ પહેલાંની પ્રજાતિ-તાલિકાઓમાં તેમની ગણતરી કરવામાં આવતી હતી.

૬. શરૂઆતમાં આ જનજાતિ પુલિંદ તથા વનપુત્રના નામથી ઓળખાતી હતી. ભીલ શબ્દનો પ્રયોગ ઇ.સ. ૬૦૦થી અસ્તિત્વમાં આવ્યો છે.

૭. આમાં સંસ્કૃત તત્સમ શબ્દ નીડ (નીર-વાણી) અને ભિલ્લ (ભીલ) જેવા શબ્દો આજે જોવા મળે છે. ગુજરાત અને નિમાડના કેટલાંક ક્ષેત્રોમાં ભીલ પોતાને 'ભિલ્લ' તરીકે જ ઓળખાવે છે.

૮. એક ભીલી શબ્દ 'પાલવી' કે 'પાલવ્યા' છે, જે 'પાલ' અર્થાત્ ભીલ વસ્તીને માટે વપરાય છે. એ સંસ્કૃતના 'પાલ્લિ' કે 'પલ્લી'થી ઉદ્ભવેલો છે. ભીલો પોતાની વસ્તી માટે 'પાલ' શબ્દ વાપરે છે. ભીલના અર્થ માટે ડિંગલ (પ્રાચીન રાજસ્થાની)માં 'પાલવી' શબ્દ અનેક વાર જુદાંજુદાં સ્થાને વપરાયેલો જોવા મળે છે.

૯. કર્નલ ટોડે પોતાના પુસ્તક 'એનાલિસિસ એન્ડ એક્ટીવીક્ટીઝ ઑફ રાજસ્થાન'માં ભીલોને 'વનપુત્ર' કહ્યા છે.

૧૦. પ્રો. ગોરીશંકર હીરાચંદ ઓઝાએ ભીલોની ઉત્પત્તિ અનાર્યોથી માની છે.

૧૧. હીરાલાલ તથા રસેલે ભીલોને કોલ અથવા મુન્ડા જાતિનાં ગણાવ્યાં છે, જે છોટાનાગપુરથી નર્મદા ઘાટીની જોડેજોડે ગુજરાત તથા દક્ષિણ રાજસ્થાનમાં ફેલાયેલા જણાય છે.

૧૨. હેમન ડાર્ક ભીલ જાતિની ઉત્પત્તિ પંચમેળ સમૂહથી થઇ હોવાનું માને છે, જેમાં અનેક જનજાતિઓનું મિશ્રણ જોવા મળે છે. તેથી ઉચ્ચવર્ગના લોકોએ તેમને ભીલ (ભેળ) કહ્યા.

૧૩. ડૉ. સુનીતિકુમાર ચેટર્જીના મત પ્રમાણે મીણાંઓ અને શકોનાં મિશ્રણનું પરિણામ 'ભીલ' છે.

૧૪. એક શબ્દ 'ભિલાલા' પણ મળે છે. જેવી રીતે ભીલોને નિષાદ માધવકૂળના માનવામાં આવે છે, તેવી જ રીતે ભિલાલા ભીલ રાજપૂત કૂળના હોય છે. આ લોકો પોતાનું મૂળ ઉત્પત્તિ સ્થળ ચિત્તોડને માને છે, અને પોતાને ભીલો કરતાં ઊંચા સમજે છે.

૧૫. મહાભારતમાં એકલવ્યના પ્રસંગમાં ભીલ અથવા નિષાદ શબ્દ આવે છે. રામાયણમાં નિષાદરાજ અને શબરીના ઉલ્લેખ છે. આ બધા 'ભીલો'ના સ્થાને જ વપરાયેલા શબ્દો છે.

૧૬. રામચંદ્ર રાનડેનાં મત પ્રમાણે ભીલ આપણાંમાંના જ છે. જો આપણે આર્ય છીએ તો એ લોકો પણ આર્ય છે. અને જો આપણે અનાર્ય છીએ તો એ લોકો પણ અનાર્ય છે. એમની મુખાકૃતિ તેમને આર્ય તરીકે પ્રસ્થાપિત કરે છે.

૧૭. મેજર કે. ડી. અર્સકોનના મતાનુસાર ભીલો ભારતનાં મૂળ રહેવાસી છે. ઇસુની કેટલીક સદીઓ પહેલાં તેઓ ઉત્તર અને ઉત્તર-પશ્ચિમ તરફથી ભારતમાં પ્રવેશ્યા હતા. હિન્દુઓના આક્રમણોને કારણે જ તેઓ વનવાસી બન્યા.

૧૮. પશ્ચિમના વિદ્વાનોએ ભીલોને 'The Pymice of Ktesia' તથા પાંદડાં પહેરનારી જાતિઓ કહી છે.

૧૯. કર્નલ ટોડ અનુસાર ભીલ ભારતના જ મૂળ રહેવાસી છે. એમનો મત એવો છે કે તેઓ વનપુત્ર છે. જંગલમાં જ નિવાસ કરનારા છે. દીર્ઘ કાળથી તેઓ જંગલોમાં જ વિકસતા, જીવતા રહ્યા છે. તેઓ ક્યારેય બહારથી આવ્યા નથી.

૨૦. જૈન પુરાણોમાં ભીલો માટે ભીલ શબ્દની સાથે સાથે 'કિરાત' તથા 'વનચર' શબ્દો મળે છે. અવધી તથા વ્રજ સાહિત્યમાં તેમને માટે વ્યાઘ્ર, શબર તથા નિષાદ શબ્દો વપરાયા છે. ગુપ્તજીએ પંચવટી ખંડકાવ્યમાં તેઓનો ઉલ્લેખ કર્યો છે :

> ''ગૃહ નિષાદ શબરો તક કા મન રખતે હૈ પ્રભુ કાનન મેં,
> ક્યા હી સરલ વચન રહતે હૈ ઇનકે ભોલે આનન મેં.

ઇન્હે સમાજ નીચ કહેતા હૈ પર યે ભી તો હૈ પ્રાણી,
ઇનમેં ભી મન ઔર ભાવ હૈ કિન્તુ નહીં વૈસી વાણી.''

૨૧. કવિરાજ શ્યામલદાસે પોતાની કૃતિ 'વીર વિનોદ'માં ભીલોની ઉત્પત્તિ વિશે લખ્યું છે ''કલ્યાણપુર જિલ્લામાં ઓવરી ગામના લોકો મસાર કહેવાય છે. આ લોકો પોતાને ધારના પુવાર રાજાના સંતાન તરીકે ઓળખાવે છે. રાજાના બે પુત્રો હતા- મસાર અને ડામર. મસાર ઓવરી તથા ડામર ધનકવાડામાં આવ્યા. તેઓ ત્યાં જ રહ્યા, ભીલોમાં જ લગ્નો કર્યાં અને ભીલ થઇ ગયા. આ બધાં એમના સંતાનો છે.''

દેપટાનાં ભીલોનું બયાન એવું છે કે, તેઓ સિસોદિયા રાજપૂત હતા. પણ પર્વતમાં રહેવાથી તથા ભીલ યુવતીઓ જોડે લગ્ન કરવાથી તેઓ 'ગરાસિયા ભીલ' કહેવાયા. ઉપરાંત, ખાખડ, માંડવા, જાવર, ચીણવદા, ચીમરપુરા અને સીગટવાડા જેવા પ્રદેશોના ભીલો પોતાને રાવત પૂજાના વંશજો માને છે. તેઓ કહે છે, ''અમે સિસોદિયા રાજપૂત હતા. મહાડમાં આવીને વસ્યાં. સાબરનાં બદલામાં ગાય ખાઇ ગયા, ભ્રષ્ટ થયા તેથી ભીલ થઇ ગયા.'' આ લોકો પોતાને 'ખારડી જાતિ'ના ભીલ બતાવે છે તથા હનુમાન, ભૈરવ, ઋષભદેવ તથા અંબાદેવીને માને છે. બીલકવાલો પોતાને ચૌહાણ તથા હાડા રાજપૂત કહેવડાવે છે તથા પોતાનું મૂળ સ્થાન હાડૌતીક્ષેત્રને માને છે. આ લોકો 'અદ્દારી' નામથી ઓળખાય છે. આ જ પ્રમાણે કાગદરના ભીલો પોતાને રાઠોડમાંથી ભીલ થયા હોવાનું કહે છે. કેવડાની નાળની પશ્ચિમમાં રહેનારા ભીલ અને પૂર્વમાં પ્રતાપગઢની હદ સુધી રહેવાવાળા ભીલ પોતાને 'મીના' કહેવડાવે છે.

### ભીલોના મતો :

શંકર ભગવાને સૌ પ્રથમ બિલીનું વૃક્ષ ઉત્પન્ન કર્યું હતું એવું આ ભીલો માને છે. એક વ્યક્તિ આ બિલીના વૃક્ષનાં પાંદડાં તથા ફળો શિવજીને પૂજામાં અર્પણ કરવા લાગ્યો. ધીમેધીમે દર્શકોની સંખ્યા વધતી ગઇ. તે પૂજારી બની ગયો. એ સ્થળ તીર્થસ્થાન બની ગયું. એ પૂજારી બીલરી નામે ઓળખાવા લાગ્યો, જે આગળ જતાં બીલામાંથી ભીલા થઈ ગયો, અને તેનાં સંતાનો પણ આ જ નામે ઓળખાવા લાગ્યા. આ સંતાનો ભીલા નામથી આજે પણ છે. કોઇપણ ભીલ પોતાને ભીલા જ કહે છે. શિવ એ ભીલોના આરાધ્ય દેવ છે. ભીલોની વસ્તીમાં શિવજીનું મંદિર તથા ચોતરો ચોક્કસપણે જોવા મળે છે. બિલી વૃક્ષ મોટે ભાગે જંગલોમાં વધુ જોવા મળે છે. એના પાંદડાઓ તથા ફળો શિવજીને ચઢાવવામાં આવે છે. બિલી એ પહેલાં તો ભીલોનો આહાર ગણાતું હતું તથા તેનું ફળ લગભગ તડબૂચ જેટલું મોટું હતું. તેમાંથી ૧૦૮ જેટલાં પકવાનો બનાવવામાં આવતાં હતાં. દવાઓ પણ બનાવવામાં આવતી હતી. આયુર્વેદમાં આજે પણ બિલ્વચૂર્ણ તથા બિલીનો મુરબ્બો દવા તરીકે કામ લાગે છે.

### ઐતિહાસિક પૃષ્ઠભૂમિ :

ભીલોનો ઇતિહાસ ઘણો સ્વાભિમાનપૂર્ણ તથા સાહસોથી ભરેલો છે. એકબાજુ તેઓ રાજપૂત રાજાઓના સહાયક તરીકે રહ્યા, તો બીજી બાજુ તેમણે પોતાના રાજયો પણ સ્થાપ્યાં. આવા ભીલ શાસકોનાં નામ પરથી રાજસ્થાનમાં કેટલાંક નગરો તથા કસ્બાઓનાં નામ પણ પડ્યાં. ડુંગરના ભીલોનાં નામ પરથી ડુંગરપુર, બાસિયા ભીલોનાં નામ પરથી બાંસવાડા તથા કોડ્યા ભીલોના નામ પરથી કોટા જેવાં સ્થળો અસ્તિત્વમાં આવ્યાં. પાંચમી-છઠ્ઠી સદીમાં ઇડર પર એક ભીલ સરદાર શાસન કરતો હતો, જેનું નામ હતું-મુણ્ડલિકાબાપા. તેનો જન્મ ગોહિલ પછી આઠમી પેઢીમાં થયો હતો.

રાજપૂત રાજાઓનાં આક્રમણો ભીલ શાસકો પર વારંવાર થતાં રહ્યાં. અગિયારમી સદીમાં મેવાડ તથા મધ્યપ્રદેશનાં કેટલાંક ક્ષેત્રો પર ભીલોનો અધિકાર હતો. આખરે ધીમેધીમે રાજપૂત રાજાઓએ ભીલો પાસેથી તે જીતી લીધાં અને ભીલો હાર પામવાથી શાસનવિહોણાં બન્યા અને જંગલોમાં સુરક્ષિત સ્થળોએ ચાલ્યા ગયા. મધ્યકાલીન સ્થિતિનું વર્ણન બાબરનામા, હુમાયૂનામા તથા ટેવનિયર અને માનૂમી જેવા વિદેશીઓનાં પુસ્તકોમાં થોડે અંશે ઉપલબ્ધ છે.

અબુલફઝલના પુસ્તક 'આઇને-અકબરી'નો સંદર્ભ લેતાં કર્નલ ટોડે યુવાન ગુહાનાં રાજતિલક વિશે એમ જણાવ્યું છે કે 'ગુહા મોટે ભાગે જંગલોમાં આદિવાસીઓ જોડે રહેતો હતો. તેની નિડરતા બ્રાહ્મણો કરતાં વધુ તથા ભીલોને સમકક્ષ થઇ ગઇ હતી, કારણકે તે આ વનપુત્રોનો મિત્ર હતો. ભીલોએ જ્યારે પોતાનો રાજા બનાવવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમણે ગુહાને પસંદ કર્યો. એક ભીલ યુવકે પોતાની આંગળી કાપીને તેના રક્તથી ગુહાને રાજતિલક કર્યું. આ પરંપરા યુગો સુધી ચાલી. આગળ જતાં આ લોકો 'ગુહિલોત' અથવા 'ગહલોત' કહેવાયા.'

આ જ પ્રમાણે બાપા રાવળને રાજા બનાવવામાં પણ તેનાં બે સાથીઓનો મુખ્ય ફાળો હતો અને આ બંને સાથીઓ ભીલ હતા. ભીલોને મોરીની રાજગાદી પર બેસનારા આ નવા રાજકુમારના કપાળે પોતાના લોહીથી રાજતિલક કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આજે પણ આ પ્રથાને આગળ ધપાવી ઓગના તથા સુંદરીના ભીલ વંશજોને બાપા રાવળનાં વંશજોને તિલક કરવાનો હક્ક છે, અધિકાર છે. કર્નલ ટોડે આગળ લખ્યું છે કે તિલક કર્યા બાદ ભીલ, રાજકુમારને પોતાનાં હાથોમાં ઊંચકીને રાજગાદી પર બેસાડે છે અને પછી આરતી કરે છે.

આ પ્રકારે રાજપૂત શાસકોએ ભીલોને વિશેષ રૂપમાં સન્માન આપ્યું, જાગીરો ભેટમાં આપી તથા ભીલોને શાસનમાં ભાગીદાર બનાવીને પોતાના રાજ્યોને સુરક્ષિત રાખ્યાં. ઇ.સ. ૧૧૯૦માં ભીલ રાજા જૈતસીને ગુજરાતના રાજા ભીમદેવ (બીજા) સાથે પોતાની પુત્રી જોડે (મનાઇ કર્યા બાદ પણ) લગ્ન કરવા બદલ યુદ્ધ કરવું પડયું હતું.

**રાણા પ્રતાપનો ભીલો સાથે સંબંધ :**

૧૬મી સદીમાં રાણા પ્રતાપે અકબર સાથે ૨૫ વર્ષ સુધી લડાઇ ચાલુ રાખી હતી. ભીલોના ભરપૂર સહયોગના કારણે જ મહારાણાં પ્રતાપ લડી શકયા અને તેમનું નામ પ્રસિદ્ધ થયું. એનું કારણ એ છે કે તત્કાલીન મેવાડનાં રાજચિહ્નમાં એક બાજુ ચિત્તોડના કિલ્લા સાથે પ્રતાપ છે અને સાથે તીરકમાન લઇને ભીલ સરદાર છે. આજ પ્રમાણે કુશળગઢના રાજચિહ્નમાં પણ એક તરફ રાજપૂત છે અને બીજી તરફ ભીલ છે. કુશળગઢમાં ૧૨% જેટલી વસ્તી પોતાનાં રક્તથી રાજકુમારનાં મસ્તક પર તિલક કરે છે.

**માનગઢ હત્યાકાંડ :**

માનગઢના પહાડો પર ૭ ડિસેમ્બર, ૧૯૦૮ના રોજ લગભગ એક લાખ ભીલો પોતાના ધર્મગુરૂ ગોવિંદગુરુના સાનિધ્યમાં ભજન-કિર્તન કરવા માટે ભેગા થયા હતા. આ સ્થળ બાંસવાડા અને ગુજરાતની સીમા પર જ આવેલું છે. ગોવિંદગુરુ એક સમાજ-સુધારક હતા, તો બીજી બાજુ ક્રાંતિકારી ધાર્મિક નેતા પણ હતા. ભીલો પાસેથી લેવાતા મહેસૂલી કર તથા હાકેમો અને અધિકારીઓ દ્વારા અદિવાસી પર થતા અમાનવીય અત્યાચારો વિરુદ્ધ તેઓએ પોતાની ઝુંબેશ શરુ કરી હતી. બ્રિટીશ પોલિટીકલ એજન્ટને આ વાતની ખબર પડી ગઇ. ખેરવાડા તથા ગોધરાની અંગ્રેજ ફોજની સાથે દેશી રજવાડાઓની સેના પણ હતી અને એ બધાએ ચારેબાજુથી આ પહાડને ઘેરી લીધો . તોપના ગોળાઓની વર્ષા કરવામાં આવી. સંપૂર્ણ પહાડી વિસ્તાર ઘણઘણી ઊઠ્યો. ભોળા આદિવાસીઓ રાજકારણની આ ગંદી બાબત સમજી શકયા નહીં અને તેઓ ભજનમાં જ મસ્ત રહ્યા.

સુધી આ અધિકારો ચાલતા રહ્યા હતા. હજી આજ સુધી જ્યારે પણ રાણા આ પ્રદેશમાંથી નીકળતા ત્યારે પીપળિયા ગામની સીમાનો આરંભ થતાં જ પોતાની સવારી પરથી ઉતરી, ચાલતાં-ચાલતાં ગોગાનાં કુટુંબીજનોને મળવા જતા. લોકકલ્યાણ માટે ગોગાનું બલિદાન ચિરસ્મરણીય રહેશે.

**સ્મૃતિચિહ્નો તથા સ્મારકો :**

ભીલોની શૂરવીરતા તથા બલિદાનને કારણે અનેક સ્મારકોનું નિર્માણ થયું છે. ભીલ ઉપરાંત અન્ય લોકોનાં પણ તેઓ આસ્થાસ્થળ બન્યાં છે. તેમને લોકદેવતાનાં રૂપે માન્યતા આપવામાં આવેલી છે. વેણિયો ભીલ મુગલો સાથે ઘણી બહાદૂરીથી લડયો હતો. ભીલોએ અંગ્રેજો સામે પણ લડતો આપેલી છે. ભીલ ભગતો પણ થયા છે. સ્મૃતિચિહ્નોનાં વર્ણનો અગાઉ આપવામાં આવેલાં છે.

**પલાયન :**

બેકારી તથા રોજગારીથી હેરાન થઇને ઘણીવાર આ લોકોને પોતાના ઘર છોડીને ખાસ્સે દૂર મજૂરી માટે જવું પડતું હોય છે. દુકાળની પરિસ્થિતિમાં પણ આવા સંજોગો ઊભા થતા હોય છે. આજકાલ તેઓ આસપાસનાં શહેરો-નગરોમાં મજૂરી માટે આવતાં-જતાં હોય છે. કેટલાક ભીલોની વસ્તી તો શહેરોમાં પણ ઊભી થયેલી હોય છે. વનપુત્ર કે પર્વતપુત્રના ખાવાપીવામાં, રહેણીકરણીમાં, વેશભૂષા તથા ભાષા અને સંસ્કૃતિમાં પરિવર્તન થઇ રહ્યું છે. આદિવાસી સંસ્કૃતિનો આ સંધિકાળ છે.

**ધર્મ પરિવર્તન :**

આદિવાસીઓ ભોળો સ્વભાવ ધરાવતા હોય છે. તેથી તેઓ ઠગાઇ જતા હોય છે. ખ્રિસ્તી મિશનરીઓ લોભ-લાલચ આપે છે. સુખ-દુ:ખમાં કામ લાગે છે. મફત દવાઓની સવલત કરી આપે છે. શાળા-દવાખાનાંઓ ખોલે છે. તેમને આર્થિક સહાય પણ આપે છે. તેમનો મુખ્ય ઉદ્દેશ્ય ધર્મપરિવર્તનનો હોય છે. આવી અનેક ઘટનાઓ બની છે. ઘણાં છાપાં-સામયિકોમાં આ વિષે વાંચવા મળે છે. આ વિચારવા જેવો વિષય છે.

**પર્યાવરણપ્રિયતા :**

ભીલો પર્વતીય પ્રદેશોના નિવાસી છે. પર્વતપુત્ર કે વનપુત્ર છે. તેથી આસપાસનાં વાતાવરણ માટે પ્રેમ તથા આત્મીયતા હોવી સ્વભાવિક બાબત છે. તેઓ વૃક્ષોની પૂજા પણ કરે છે. જડીબુટ્ટીથી ઇલાજો પણ કરતા હોય છે. વૃક્ષોનાં નામકરણ કરતા હોય છે.

પીપળાનાં વૃક્ષો વધારે હોવાથી તે ગામનું નામ પીપળિયા કે પીપળી રાખવામાં આવ્યું હોય, એવાં કેટલાંક ગામો છે. એવી રીતે બિલીનાં વૃક્ષો પરથી બિલડિયા, મહુડાનાં વૃક્ષો પરથી મહુવાડા, બરુ પરથી બોરુવાડા, કંથાર પરથી કંથારિયા, આમલી પરથી આમલિયા, તથા બોર પરથી બોરી નામનાં ગામો પણ અસ્તિત્વમાં છે. ફકત વડનાં (કોરા વડનાં) વૃક્ષો વધુ હોવાથી પણ ગામનું નામ કોરાવડ રાખવામાં આવ્યું હશે, જે આજે કુરાવડ નામથી ઓળખાય છે. મીઠાનીમ ગામમાં મીઠા લીમડાનાં ઘણા વૃક્ષો જોવા મળે છે. ધાવડિયા ગામમાં ધાવડી વૃક્ષો ઘણાં જોવા મળે છે. મોડની વધારે પ્રમાણમાં ખેતી થતી હોવાથી તે ગામનું નામ મોરઢ કહેવાયું.

વૃક્ષો કોઇ કાપે નહિ તે માટે ભીલો તેની નીચે લોક દેવતાનું સ્થાપન કરી દે છે. આ દેવતાને વૃક્ષ પર ટેકવીને પત્થર ઉપર મૂકીને તેની ઉપર સિંદૂર, ફૂલ વગેરે ચડાવવામાં આવે છે. કોઇ-કોઇ જગ્યાએ કોઇ વૃક્ષો પર જ માનવાકૃતિ, ત્રિશૂલ, સાથિયો વગેરે કોતરી કાઢવામાં આવે છે અને તેની ઉપર સિંદૂર ચોપડી દેવામાં આવે છે.

અંગ્રેજ પલટને પોતાની મશીનગન તથા તોપોથી ભીલોને કચડી નાંખ્યા. ચારે તરફ ચીસો, કોલાહલ, હાહાકાર તથા ભયંકર વાતાવરણ રચાઇ ગયું. પરંતુ જઇ જઇને જાય કયાં ? ચારે તરફ ડેરો નાંખવામાં આવ્યો હતો. અંતમાં ગોવિંદગુરુની ધરપકડ કરવામાં આવી. તેમણે ઇચ્છ્યું હોત તો તેઓ ભાગી શકયા હોત પણ ભાગવાને તેઓ કાયરતા સમજતા હતા. પછી બગાવતનો આરોપ મૂકીને કેસ ચલાવવામાં આવ્યો અને તેમને ફાંસી આપવામાં આવી. આ હત્યાકાંડમાં પંદર હજાર લોકોના મૃત્યુ તો સરકારી આંકડો બોલે છે. પણ વાસ્તવિક સંખ્યા સરકારી આંકડા કરતાં ઘણી વધારે હતી.

સ્વાતંત્ર્ય આંદોલનમાં જલિયાંવાલા બાગનો હત્યાકાંડ તો અમર થઇ ગયો છે પણ માનગઢના પહાડો પર બનેલી એવી જ આ ઘટનાની કોઇને જાણ પણ નહોતી થઇ. આશ્ચર્ય છે !

**એક બીજો હત્યાકાંડ અને તેજા ભીલ :**

આ 'સિરોહી ભીલ હત્યાકાંડ' નાં નામથી પ્રસિદ્ધ છે. ઇ.સ. ૧૯૨૨માં સિરોહીના દીવાન રમાકાંત માલવિયા તેજાજીને મળવા ગયા હતા. એ સમયે અંગ્રેજોએ બાલોલિયા અને ભૂલા ગામ બાળીને રાખ કરી દીધાં હતાં. તેજાજી અનેકવાર જેલ જઇ આવેલા. ૫ ડિસેમ્બર ૧૯૬૩ના રોજ ઉદેપુરમાં તેમનો દેહાંત થયો. આ હત્યાકાંડમાં પણ અનેક ભીલો મૃત્યુ પામ્યા હતા.

મેવાડના મહારાણા તરફથી ભીલો પાસેથી કર-મહેસુલ લેવાતાં અને ભીલોની કનડગત વિરૂદ્ધ મોતીલાલ તેજાવત, જે જાગીરદારને ત્યાં કામદાર હતો, તેણે પોતાની નોકરી છોડીને ભીલી ક્રાંતિ માટેનું બ્યુગલ ફૂંકયું. અત્યાચાર, અન્યાય તથા શોષણમાંથી ભીલોને મુક્તિ અપાવવા માટે તેણે બધાને સુસંગઠિત કરી, એક સૂત્રમાં બાંધીને આંદોલન શરુ કર્યું. આ આંદોલન 'એકી આંદોલન'ના નામે ઓળખાયું, જેનો પ્રભાવ રાજસ્થાન ઉપરાંત ગુજરાતમાં પણ પડ્યો. આ આદોલનમાં સંકલ્પ કરવામાં આવ્યો કે કર ન આપવો અને વેઠ ન કરવી.

લીમડી ગામ (ગુજરાત) માં મોટી સંખ્યામાં ભીલો એકઠાં થયા હતા. આ બાજુ રિયાસતની સરકાર સાથે તેજાવતની સંધિની વાત ચાલતી જ હતી અને અચાનક રિયાસતી સેનાના જવાનોએ ગોળીબાર શરુ કરી દીધો. આ અંધાધૂંધ ગોળીબારમાં બારસો જેટલા ભીલો મૃત્યુ પામ્યા. અહીંથી જ ભીલો તેજાવતજીને અજ્ઞાતવાસમાં લઇ ગયા. આ અજ્ઞાતવાસ આઠ વર્ષ સુધી રહ્યો.

**ગોગા ભીલનું બલિદાન :**

ગોગા પીપળિયાનો રહેવાસી હતો. મેવાડના રાણા જયસિંહ જ્યારે જયસમંદની દક્ષિણ તરફની પાળ બંધાવી રહ્યાં હતાં ત્યારે આખા દિવસમાં ચણાયેલી પાળ રાત્રે ધસી પડતી હતી. ભારે મુશ્કેલીનું કામ હતું. એક લોકગીતમાં પણ આ બનાવને આવરી લેતી પંક્તિ આવે છે કે 'દનડે તો બંધાયો ઢેબરિયો ને રાત ફૂટે રે તળાવ'. એક રાતે મહારાણાને સ્વપ્નમાં આવ્યું કે જો ઘરિયાવદ (પીપળિયા)ના ગોગા ગમેતીને આ પાળમાં જીવતો ચણવામાં આવે તો પછી આ પાળ નહિ તૂટે. રાણાએ પીપળિયા જઇને ગોગાને આ વાત કરી. ગોગો રાજી થઇ ગયો. ગોગાને જીવતો ચણ્યા બાદ પાળ ધસી પડતી બંધ થઇ ગઇ. આ ગોગો રાવતોનો સરદાર હતો. તેની પ્રશસ્તિમાં ગાવામાં આવે છે કે 'ગોગ સવાસ ઉદેપુર રૈ મહણિયો તારે સૈલો મુજરો કરે.' આ બલિદાનના બદલામાં રાણાએ પીપળિયાને સ્વતંત્ર પ્રદેશનો દરજ્જો આપ્યો તથા તેનું સમસ્ત સંચાલન ગોગાનાં કુટુંબીજનોને આપવામાં આવ્યું. ત્યાં સુધી કે આ કુટુંબને ન્યાય આપવાનો અધિકાર પણ અમુક અંશે આપવામાં આવ્યો, જે અંતર્ગત તેઓ કોઇ અપરાધીને ૬ માસ સુધીની કેદની સજા ફટકારી શકતા હતા. અંતિમ રાણા ભૂપાલસિંહની હયાતી

સામાન્ય લોકો તેને ભગવાન સમજીને કાપતા નથી. આ કારણથી આ વિસ્તારમાં ઘણાં જૂનાં અને ઘટાદાર વૃક્ષો જોવા મળે છે. અહીં સૌથી વધુ મહત્ત્વનું વૃક્ષ 'કજેરિયા રામેંટોસા' છે, જેનો ઘેરાવો ૨૬ ઇંચ કરતાં પણ વધુ છે. આ વૃક્ષ દેશનું સૌથી મોટું વૃક્ષ હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી !

વલ્લભનગર (તહેસીલ સીડ) માં વૃક્ષ કાપવું તો દૂર રહ્યું પણ એનું પાંદડુંય કોઇ તોડી નથી શકતું ! જરૂર હોય તો ત્યાંની સામાન્ય સભા પાસેથી મંજૂરી લેવી પડે છે. રાજસ્થાનમાં વિશ્નોઇ જાતિનાં ખેડજલા ગામમાં એક ખેજડી (ખીજડો)નાં વૃક્ષને કાપતાં અટકાવવા માટે એ વૃક્ષને બાથ ભરીને ઊભા રહી અનેક વિશ્નોઇઓ તથા તેમની સ્ત્રીઓ શહીદ થઇ ગઇ, પણ તેમણે એ વૃક્ષ કાપવા દીધું નહીં .આ એક ઐતિહાસિક બનાવ છે અને દર વર્ષે ત્યાં મેળો ભરાય છે. પર્યાવરણ-સુરક્ષા માટે આનાથી વધુ બીજું કયું ઉદાહરણ હોઇ શકે ! એકવાર સીડ ગામમાં એક વ્યકિતએ અગિયાર પાંદડાં તોડયાં તો તેને અગિયારસો રૂપિયાનો દંડ ભરવો પડયો હતો. આ પ્રકારે ભીલો જંગલી જીવો (પશુ-પક્ષી)ની પણ રક્ષા કરતા હોય છે. પર્યાવરણની સુરક્ષા માટે આ લોકો સૌથી વધુ સજાગ છે. એકવાર એક જણે સસલાનો શિકાર કર્યો તો તેને ગામ છોડવાની શિક્ષા કરવામાં આવી હતી.

જે ભીલોનું આટલું વર્ચસ્વ છે, ઐતિહાસિક તથા સાંસ્કૃતિક ક્ષેત્રમાં મહત્ત્વપૂર્ણ યોગદાન છે, તેમની રાજસ્થાનમાં વસતિ વિશે વિચાર કરતાં જણાય છે કે સંવત ૧૯૪૭ની વસતિ ગણતરીનો આલેખ કે તેનું વિવરણ કવિરાજ શ્યામલદાસે પોતાના વિખ્યાત ઐતિહાસિક ગ્રંથમાં આપેલું છે. તે પ્રમાણે તે સમયે મર્દુમસુમારીના આંકડા મુજબ મેવાડમાં તેમની વસતિ ૧,૩૪,૪૨૯ હતી, જેનું વિસ્તૃત વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય :

| ક્રમ | ક્ષેત્ર | વસતિ |
|---|---|---|
| ૧. | ઉદેપુર | ૦૦૨૮૮૩ |
| ૨. | ગિરવા | ૦૧૨૩૯૩ |
| ૩. | મગરા-સરાડા | ૦૨૪૩૩૨ |
| ૪. | સૈલુમ્બર | ૦૦૮૨૫૩ |
| ૫. | કનોડા | ૦૦૪૧૩૩ |
| ૬. | બનસી | ૦૦૪૨૦૪ |
| ૭. | વાનસી | ૦૦૬૩૮૧ |
| ૮. | ધરિયાવદ | ૦૨૩૯૧૫ |
| ૯. | ખૈરવાડા-ભોમટ | ૨૩૪૧૬૯ |
| ૧૦. | કોટડા-ભોમટ | ૦૧૩૮૩૩ |

મેવાડનું મહત્ત્વ અનેક દ્રષ્ટિથી આંકવામાં આવે છે. છઠ્ઠી સદીમાં તેનું મહત્ત્વ ખાસ ત્યારે વધ્યું કે જયારે ગોહિલે અહીં એક નવા રાજયની સ્થાપના કરી. સાતમી સદીની મધ્યમાં સમ્રાટે તેની સ્તુતિ આ પ્રમાણે કરી હતી : 'આઘાટે મેદપાટે ક્ષિતિતલે મુકુટે ચિત્રકૂટે ચકૂટે'. મેવાડમાં શરૂઆતમાં ભીલોનાં રાજયો પણ હતાં :

૧. ગિરવા, ૨. ખૈરવાડા, ૩. સેરનલા, ૪. મેવલ, ૫. ભોમટ, ૬. સિયાલપટ્ટી, ૩. છુપ્પન, ૭. કોટડા, ૧૧. વોરાટ, ૪. મગરા, ૮. ઝાલાવાડ, ૧૨. મેરવાડા, ૧૩. મદારિયા, ૧૪. સિલોટી, ૧૫. બદનૌર, ૧૬.ખૈરાડ, ૧૭. અવરમાલ, ૧૮. આંતરી, ૧૯. કુંડાલ, ૨૦. કાંઢલ, ૨૧. વાગડ

ઉપયુકત બધા સ્થાનોમાં આદિવાસીઓની વસતિઓ હતી.

ઈ.સ. ૧૯૮૧ની વસતિ ગણતરી અનુસાર રાજસ્થાનની કુલ ભીલ વસતિ ૧૮,૪૦,૯૬૬ હતી, જેમાં પુરૂષોની સંખ્યા ૯,૨૯,૦૮૭ તથા સ્ત્રીઓની સંખ્યા ૯,૧૧,૮૭૯ જેટલી હતી. તેનું જિલ્લાવાર વર્ગીકરણ નીચે પ્રમાણે છે :

| ક્રમ | જિલ્લો | પુરૂષો | મહિલાઓ | કુલ વસ્તી |
|---|---|---|---|---|
| ૧. | ગંગાનગર | ૨૯૦ | ૨૩૫ | ૫૨૫ |
| ૨. | બિકાનેર | ૨૨૫ | ૧૯૮ | ૪૨૩ |
| ૩. | ચૂરૂ | ૫૩ | ૨૯ | ૮૨ |
| ૪. | ફૂંફનું | ૫૨ | ૪૨ | ૯૪ |
| ૫. | અલવર | ૧૯૩ | ૧૭૬ | ૩૬૯ |
| ૬. | ભરતપુર | ૨૮૦ | ૨૩૮ | ૫૧૮ |
| ૭. | સવાઇ માધોપુર | ૫૯૮ | ૫૩૪ | ૧૧૩૨ |
| ૮. | જયપુર | ૮૭૮ | ૭૯૦ | ૧૬૬૮ |
| ૯. | સીકર | ૯ | ૨ | ૧૧ |
| ૧૦. | અજમેર | ૯૯૯૭ | ૮૬૧૧ | ૧૮૬૦૮ |
| ૧૧. | ટોંક | ૩૮૫૪ | ૩૭૫૮ | ૭૬૧૨ |
| ૧૨. | જેસલમેર | ૫૬૩૮ | ૪૦૯૪ | ૯૭૩૨ |
| ૧૩. | જોધપુર | ૧૯૫૩૭ | ૧૮૦૦૨ | ૩૭૫૩૯ |
| ૧૪. | નાગૌર | ૧૨૭ | ૯૪ | ૨૨૧ |
| ૧૫. | પાલી | ૭૯૫૪ | ૫૧૧૫ | ૧૩૦૬૯ |
| ૧૬. | બાડમેર | ૨૯૫૬૬ | ૨૬૭૭૮ | ૫૬૩૪૪ |
| ૧૭. | જાલોર | ૨૯૭૩૮ | ૨૭૩૭૩ | ૫૭૧૧૧ |
| ૧૮. | સિરોહી | ૨૬૫૪૧ | ૨૪૮૭૯ | ૫૧૪૨૦ |
| ૧૯. | ભીલવાડા | ૩૫૧૮૮ | ૩૩૯૨૫ | ૬૯૧૧૩ |
| ૨૦. | ઉદયપુર | ૧૯૮૩૦૯ | ૧૯૪૪૦૦ | ૩૯૨૭૦૯ |
| ૨૧. | ચિત્તોડગઢ | ૪૧૬૧૩ | ૩૯૦૫૪ | ૮૦૬૬૭ |
| ૨૨. | ડુંગરપુર | ૧૬૨૪૪૮ | ૧૬૯૪૨૩ | ૩૩૧૮૭૧ |
| ૨૩. | બાંસવાડા | ૨૯૧૩૭૧ | ૨૯૧૩૫૨ | ૫૮૨૭૨૩ |
| ૨૪. | બૂંદી | ૧૨૫૨૮ | ૧૧૨૩૨ | ૨૩૭૬૦ |
| ૨૫. | કોટા | ૨૬૨૩૩ | ૨૩૭૧૭ | ૪૯૯૫૦ |
| ૨૬. | ઝાલાવાડા | ૨૬૮૨૫ | ૨૫૦૩૮ | ૫૧૮૬૩ |

ઉપરનાં વર્ગીકરણ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે રાજયમાં સૌથી વધુ ભીલ વસતિ ૫,૮૨,૭૨૩ અર્થાત ૩૧.૬૫ % વસ્તી બાંસવાડા જિલ્લામાં છે, જયારે ઉદયપુર જિલ્લામાં ૩,૯૨,૭૦૯ અર્થાત્ ૨૪.૩૩ % જેટલા ભીલો વસે છે.

## મરાઠા અને પિંડારિઓના અત્યાચાર

મોગલોના પતન પછી મરાઠાઓએ ઉત્તર ભારતમાં પોતાનાં આક્રમણો વધારી દીધાં હતાં. સૌથી પહેલ ઈ.સ. ૧૭૨૪માં મરાઠાઓએ મેવાડ પર આક્રમણ કર્યું અને ઈ.સ. ૧૭૨૮-૨૯ માં અત્યાચારો કર્યા હતા, જેન સૌથી વધુ અને સૌથી માઠાં પરિણામો ભીલોને જ ભોગવવાં પડ્યાં. ઈ.સ. ૧૭૩૬ પછી તો મરાઠાઓ દર વર્ષે મહેસૂલી કર ઉઘરાવવા પણ આવવા લાગ્યા. ઈ.સ. ૧૮૦૫ માં સદાશિવરાવના નેતૃત્વમાં મરાઠાઓએ ડુંગરપુ ઉપર આક્રમણ કર્યું. પરંતુ, તીવ્ર વિરોધ અને સંઘર્ષ પછી અંતમાં તેમને રિષભદેવ છોડવું પડયું હતું.

પિંડારિઓએ પણ ભીલો પર ઘણાં અત્યાચારો કર્યા ભીલો તેમનાથી એટલા ભયભીત રહેવા લાગ્યા કે પિંડારિઓની આવવાની સૂચના માત્રથી તેઓ પોતાના ઘર-ખેતરો છોડીને પર્વતો-જંગલોમાં છૂપાઇ જતા હતા.

મરાઠાઓ તથા પિંડારિઓનાં આક્રમણ સમયે મેવાડના મહારાણા સતત ભીલોની સાથે રહ્યા હતા. રાણાએ તેમની ઉપર નજર રાખવાનું મહત્ત્વપૂર્ણ કામ ભીલોને સોપ્યું હતું. ભીલોની બાજ નજર તથા ચોક્સાઇ ભરી ચોકીને કારણે પોતાની અસફળતા ઢાંકવા માટે તેમણે ભીલોના ઘરો-વસ્તીઓ પર આક્રમણો કર્યાં. ગામોનાં ગામો બાળી નાંખવામાં આવ્યાં. મરાઠાઓ તથા પિંડારિઓએ ભીલોને કઠોર સજાઓ પણ કરી હતી. વિલિયમ હન્ટરના સરકારી વિવરણોમાં પણ તેનો ઉલ્લેખ મળે છે. અધિકારીઓને સ્પષ્ટ આદેશો આપવામાં આવ્યા હતા કે ભીલોને કોઇપણ પૂછપરછ કે અન્ય પ્રક્રિયાઓ કર્યા સિવાય જ ફાંસીએ ચડાવી દેવા. તેમને ભીલોને પ્રાણદંડ આપવા સુધીના બધા અધિકારો આપવામાં આવ્યા હતા.

ભીલોએ રાજપૂત રાજાઓને પૂરા તન-મનથી સહકાર આપ્યો હતો. પરંતુ, તે છતાંય રાજપૂતોએ તેમને બધી બાજુથી દબાવી રાખ્યા હતા. રાજપૂત રાજાઓએ ભીલ યુવતીઓ જોડે લગ્નો પણ કર્યા હતાં, પરંતુ એ બધી રાજનીતિ હતી. દેશની સ્વતંત્રતા પછી પણ ભીલોના જીવનમાં સુખસમૃદ્ધિ નથી આવી, જે આવવી જોઇતી હતી.

O

સંદર્ભગ્રંથો :


* રોબર્ટ શેફર, એન્થ્રોગ્રાફી ઑફ એન્શિયન્ટ ઈંડિયા, પૃષ્ઠ ૨૪
* રઘુનંદન શર્મા, વૈદિક સંપત્તિ, પૃષ્ઠ ૩૮૯
* સેંટર ગેઝેટિયર ઑફ ઈંડિયા, પૃષ્ઠ ૮૧
* સોશ્યલ એન્ડ કલ્ચરલ ટેબલ્સ - સેન્સસ ઑફ ઈંડિયા ૧૯૬૧-૧૯૭૧-૧૯૮૧
* વિજય રાજેન્દ્ર સૂરિશ્વર, રાજેન્દ્ર કોશ - પંચમ ભાગ, પૃષ્ઠ ૧૫૮૩
* નેમિચંદ જૈન, ભાષા, સાહિત્ય ઔર સંસ્કૃતિ, પૃષ્ઠ ૪, ૫
* દ એથનોગ્રાફિકલ સર્વે ઑફ ઈંડિયા - મોનોગ્રાફ ૨, પૃષ્ઠ ૧, ૪૧, ૫૯, ૬૯
* લીચંદ જૈન, વનવાસી ભીલ ઔર ઉનકી સંસ્કૃતિ
* કર્નલ ટૉડ, એનાલિસિસ ઍન્ડ એક્ટીવીટીઝ ઑફ રાજસ્થાન ૧૯૮૭, પૃષ્ઠ ૨૫૯
* બાગડકે આદિવાસી ઔર સંત માવજી, રંગાયન એપ્રિલ-જૂન ૧૯૯૧, પૃષ્ઠ ૨
* કર્નલ ટૉડ, એનાલિસિસ ઍન્ડ એક્ટીવીટીઝ ઑફ રાજસ્થાન, ૧૯૮૭ પૃષ્ઠ ૨૫૯
* વીર વિનોદ પુનર્મુદ્રણ ૧૯૮૬, પૃષ્ઠ ૧૯૬

# સાતપુડાના ભીલ

સુભાષ પાવરા

અનુવાદ : રોહિણી ખાડેકર

*સુભાષ પાવરા ગુરુજી તેઓ રાડીકલમ, તા. અક્રાણી, જિ. નંદુરબાર, મહારાષ્ટ્રમાં રહેતા પ્રાથમિક શિક્ષક અને પાવરી ભાષાના ઢોલના સંપાદક છે. પોતાના વિસ્તારની અનેક સામાજિક ચળવળો અને સમાજ સુધારાની પ્રવૃત્તિ ચલાવે છે. સાથે પોતાના સમાજનું વૈવિધ્ય સભર પરંપરાગત સાહિત્યનું સંકલન પણ ખૂબ નિષ્ઠાપૂર્વક કરે છે.*

નંદૂરબાર જિલ્લાની ઉત્તરમાં સાતપુડાની પર્વતમાળામાં ભીલોનો પ્રદેશ ફેલાયેલો છે. આ પર્વતમાળામાં અનેક નાની-મોટી નદીઓ વહે છે, પણ મુખ્યરૂપે તાપી અને નર્મદા નદીઓનાં કોતરો અને આસપાસનો પ્રદેશ ભીલોના પ્રદેશ તરીકે ઓળખાય છે. ઉત્તરમાં મધ્યપ્રદેશ, પશ્ચિમમાં ગુજરાત , પૂર્વમાં જળગાંવ જિલ્લો, તેમજ દક્ષિણમાં ધુળે (ધુલિયા) જિલ્લો છે.

સાતપુડાના જંગલ વિસ્તારમાં તેમજ ડુંગરાળ પ્રદેશમાં નર્મદાનાં કોતરોમાં અક્રાણી અને અક્કલકૂવા તાલુકાનો પ્રદેશ ફેલાયેલો છે. તાપીનાં કોતરોના પટ્ટામાં નંદૂરબાર, શહાદા, શિરપુર, શિંદખેડા, તળોદા તાલુકાઓ તેમજ અક્કલકૂવાનો કેટલોક પ્રદેશ સમાયેલા છે. આમાં નર્મદાની ખીણમાંના ત્રીજી અને ચોથી હારમાળાના આદિવાસીઓને પણ ગણ્યા છે. આ વિસ્તારમાં ભીલ, પાવરા, તડવી, પાડવી, ગાવિત, બોડે, પરમાર, ઇત્યાદિ જનજાતિઓનો પણ સમાવેશ થાય છે. અહીંના ભીલોને 'મથવાડી ભીલ' તરીકે ઓળખવામાં આવે છે. પહેલાં મથવાડ એ એક સંસ્થાન હતું. અહીંના ભીલપાવરા સમાજ મૂળ પાવાગઢથી આવ્યા છે એમ લોકો માને છે. ભીલપાવરા જમાતના લોકો ઊંચા, ખડતલ અને ગોરા હોય છે. આ લોકો વ્યવહારુ અને મહેનતુ હોય છે અને ખેતી કરે છે. એમનો મુખ્ય વ્યવસાય ખેતી તથા ખેતમજૂરી છે. પૂરક વ્યવસાય તરીકે તેઓ ઢોરો સાચવે છે. તેઓ પ્રાકૃતિક દેવતાઓની પૂજા કરે છે. તેમના મુખ્ય તહેવારોમાં દિવાળી, હોળી, ઇંદલ અને ગુવાણનો સમાવેશ થાય છે.

આ આદિવાસી સમાજની આગવી એવી કેટલીક પરંપરાઓ છે. તેમની અલગ સંસ્કૃતિ છે. તેઓ પ્રકૃતિવાદી છે. પ્રકૃતિની પ્રત્યેક વસ્તુમાં શક્તિ સમાયેલી છે અને માનવજીવન પર તેનો સારો-નરસો પ્રભાવ હોય છે, એવું તેઓ માને છે. તેમની સંસ્કૃતિ સાવ સરળ છે. જે કાંઇ વિનામૂલ્યે મળે, તેનાથી તેઓ તેમના તહેવારો-ઉત્સવો, રીતરિવાજો માણતા હોય છે. તેમના તહેવારોની વિશેષતા એ હોય છે કે તે સામુદાયિક રીતે મનાવાય છે. તહેવાર-ઉત્સવના નિમિત્તે આખું ગામ મોટા પાયે ભેગું થાય છે અને ઉત્સવ મનાવે છે. આવા પ્રસંગે નૃત્ય અને ગાયનના કાર્યક્રમ યોજાય છે.

પ્રકૃતિમાં જ આસાનીથી મળી રહે તેવી ખાદ્યસામગ્રી પર તેઓ આધાર રાખે છે. હવે કંઇક પ્રમાણમાં આધુનિક તંત્રજ્ઞાન સાથે તેમનો સંબંધ બંધાતો થયો છે. તેઓ ભણતર મેળવવા લાગ્યા છે. કેટલાક વિસ્તારોમાં પાણીના પંપ, વીજળી, પાકી સડકો વગેરે સુવિધાઓ આપવામાં આવી છે. કેટલાક અતિ દુર્ગમ વિસ્તારોમાં હજુ પણ

કોઇ પ્રકારની સુવિધા ઉપલબ્ધ થઇ નથી.

આદિવાસીઓમાં દહેજ એટલે કે વધૂમૂલ્ય, ઘરજમાઇ, પુનર્વિવાહ, વિધવા-વિવાહ, બહુપત્નીત્વ વગેરે પ્રથાઓ પ્રચલિત છે. દહન તેમજ દફન આ બન્ને રિવાજો છે. સ્ત્રીઓ ચાંદીના સિક્કાઓનો હાર ગળામાં પહેરે છે. તેમજ, હાંસડી, કડાં, પગમાં તોડા જેવા ઘરેણાં પહેરે છે. હાથમાં ચાંદીની તથા કાચની બંગડી પહેરે છે.

સાતપુડાનાં આદિવાસી ધાર્મિક તેમજ સામાજિક પ્રવૃત્તિવાળા છે. તેઓ પૂજારી પાસેથી પૂજાવિધિ કરાવે છે. તેમની ધાર્મિક વિધિઓમાં પૂજારીને બહુ જ મહત્ત્વનું સ્થાન છે. એનામાં દૈવીશક્તિનું જ્ઞાન છે તેવું તેઓ માને છે.

આદિવાસીઓના દેવદેવતા ઝાડ, પશુ, પથ્થર હોય છે. છતાં, દરેક ગામમાં દેવદેવતાઓનું અલગ સ્થાનક હોય છે. તેઓના ભગવાનની વાર્તા મૌખિક સ્વરૂપમાં છે. મૌખિક વાર્તામાં તેમજ ગીતોમાં તેમના વિવિધ દેવદેવતા જેવા કે રાજા ફાંટા, ગાડા ઠાકર, યાહામોગી,બા ગોર્યા, ઘોઘ્યાવજીર, અસ્તાબા, કુભાય, કુદૂરાણા, ભિલટ, રાણી કાજલ, આયખોડા, ગાંડી દિવાલી, કરહણ, નિલચરી, વાઘણ, રૂપલા, ઈંદિરાજા ઇત્યાદિ નામ મળી આવે છે. તેમનાં રહેઠાણો મુખ્યત્વે ડુંગર ઉપર હોય છે, કારણ પહેલા પૃથ્વી પર જળપ્રલય થયો હતો. જમીન કાદવવાળી થઇ ગઇ હતી તેથી દેવદેવીઓ પહાડ પર વસતાં હતાં એમ કહેવામાં આવે છે. દેવદેવતાઓનાં નામ આગળ રાણા, રાવત, રાજા, રાણી એવા શબ્દો જોડાયેલા જોવા મળે છે.

આદિવાસી સંસ્કૃતિ અલિખિત અને મૌખિક સ્વરૂપમાં એક પેઢીથી બીજી પેઢીમાં આપોઆપ વહેતી થઇ છે. તે શિખવવાની જરૂર પડતી નથી. લોકગીતો અને વાર્તાઓમાંથી આદિવાસીઓનો સાંસ્કૃતિક ઇતિહાસ જાણવા મળે છે. તેઓ પોતાનાં ગીતો અને કથાઓનું જતન અનાદિકાળથી કરતા આવ્યા છે. તેમના સુખદુઃખ પણ એ ગીતોમાંથી જાણવા મળે છે. સાતપુડામાં વસતા આ આદિવાસીઓની સંસ્કૃતિ હજુ સુધી ટકી શકી છે.

આદિવાસીઓનો જંગલ સાથે ઘનિષ્ઠ નાતો હોવાથી તેઓ પોતાનાં જીવન માટે આવશ્યક વસ્તુઓ પોતે જ બનાવે છે. પોતાનું ઘર, ખેતીને લગતા ઓજારો, રસોઇ બનાવવા માટેના સાધનો, બળદગાડું- આ બધી વસ્તુઓ બનાવવાની હસ્તકલાની તેઓને આવડત છે. આજકાલ જંગલો નષ્ટ થતાં હોવાથી તેમનાં જીવનમાં મોટી સમસ્યા ઊભી થવાની છે, તેથી જંગલો સાચવવા જોઇએ.

ડુંગરાળ પ્રદેશ હોવાથી વરસાદનું પ્રમાણ વધારે છે. તેમનાં રહેઠાણો ઉતરતા છાપરાંવાળાં હોય છે. સાગનું લાકડું તેમજ બાંબૂનો વપરાશ જોવા મળે છે. મકાનો પરનાં નળિયાં, લાકડાના દરવાજા તેઓ જાતે તૈયાર કરે છે. દરેક મકાનમાં રસોઇઘર તથા ઢોરો માટે રહેઠાણ હોય છે.જેની પાસે ખેતર હોય તે ખેતરમાં જ મકાન બનાવે છે. ઘરોની રચના એકબીજાથી અલગઅલગ હોય છે. એક વસ્તીને પાડો કહેવાય અને અનેક પાડાઓ મળી એક ગામ બને. છુટાંછવાયાં મકાનો હોવાથી વીજળી, શાળા, આંગણવાડી, ઇત્યાદિ સુવિધાઓ પૂરી પાડવી અઘરી છે. આમ, સુવિધાઓ પૂરી પાડવામાં સરકારને મુશ્કેલી પડે છે.

ડુંગરાળ પ્રદેશમાં ખેતી ચઢાણવાળી તેમજ મધ્યમ કક્ષાની જમીનમાં થાય છે. પાક વરસાદ પર આધાર રાખે છે. તેમાં બંટી, મોર (મોરિયો), કોદરા, મકાઇ, જુવાર, અડદ ઇત્યાદિ પાક વધારે થાય છે. ખરીફ મોસમ પૂરી થયા પછી ખેતીનાં કામો રહેતાં નથી. આવા સમયે ઉનાળામાં મહુડાનાં ફૂલ, ટોળંબી,ચારોળી, કેરી, વગેરે ઉગાડીને કમાણી કરવામાં આવે છે. તેમજ, ગુંદર, મધ, લાખ જેવી વસ્તુઓ મેળવી આજીવિકા રળવામાં આવે છે. જંગલો નષ્ટ થતાં હોવાથી વન્ય ઉત્પાદનો પર ભરોસો રાખી શકાતો નથી. તેથી આ આદિવાસીઓ પેટિયું રળવા પરપ્રાંતમાં મજૂરી કરી રખડતા ફરે છે.

ખેતી ઉત્પાદનો હલકી કક્ષાનાં હોવાથી તેમને પૂરતો અને પૌષ્ટિક આહાર મળી શકતો નથી. રોજના

ખાવામાં જુવાર અથવા મકાઇનો રોટલો, આમચૂર, તેલ વગરની અંબાડીની ભાજી, અંબાડીના ફૂલ નાંખેલી દાળ - આ વસ્તુઓ હોય છે. ક્યારેક તેઓ મોરિયો કે ભાત આરોગે છે.

ડુંગરાળ વિસ્તારનાં જંગલમાં ગામો વસેલાં છે. ત્યાં રસ્તાઓ નથી. પીવાના પાણીની સુવિધા નથી. અન્ય ગ્રામવિકાસનાં કામો પણ ત્યાં થઇ શક્યા નથી. દરેક નવી યોજના હાથમાં લેતાં પહેલાં વનવિભાગની પરવાનગી લેવી પડે છે. દા.ત. ધડગાંવથી તળોદા રસ્તાનો સર્વે અંગ્રેજોના સમયમાંજ થયો હતો, છતાં હજુ સુધી એ રસ્તાનું કામ અડધે જ અટકીને પડયું છે.

ધ્યાનથી જોઇએ તો આ પ્રદેશમાં વિકાસ ન થવાનું પ્રમુખ કારણ એ છે કે રસ્તાઓ અમુક જ વિસ્તારમાં છે. નર્મદાના દુર્ગમ પ્રદેશમાં રસ્તાઓ જ નથી, તેથી તે વિસ્તારનાં ગામો સુધી બધી સુવિધાઓ પહોંચાડવી અઘરી થઇ ગઈ છે. એક તરફ સરકાર આ પ્રદેશમાં એક પછી એક વિકાસની યોજનાઓ જાહેર કરે છે, અને બીજી તરફ તેને આદિવાસી પ્રજા સુધી પહોંચાડવું સરકાર માટે અત્યંત મુશ્કેલ બની જાય છે. એમાંય સેવાવૃત્તિથી કામ કરનારા અધિકારીઓ અને કર્મચારીઓની સંખ્યા ઓછી છે. કર્મચારીઓ કામ પ્રત્યે દુર્લક્ષ સેવે છે, તેથી આ વિસ્તારોમાં વિકાસની ગતિ મંદ છે. અમુક અંશે કર્મચારી વર્ગ લાચાર પણ છે. ગરીબ આદિવાસી પ્રજા લાંચ આપી શકતી નથી, અને સરકારી કામો આગળ ખસતાં નથી.

અક્રાણી, અક્કલકૂવા જેવા દુર્ગમ તાલુકાઓમાં એક પણ પ્રકલ્પ નથી. આ વિસ્તારમાં વન્ય અને ખનિજ સંપત્તિ સારાં એવા પ્રમાણમાં છે. દા.ત. ગામઠી કેરીનાં ઝાડ અહીં મોટી સંખ્યામાં છે. આ બધી સંપત્તિ અહીંના આદિવાસીઓની ખાનગી માલિકીની છે. તેઓ કોકમ બનાવી સ્થાનિક વેપારીઓને વેચે છે. વેપારીઓ આદિવાસીઓ પાસેથી પાણીના ભાવે માલ ખરીદે છે. આ સ્થિતિને ધ્યાનમાં લેતાં આ વિસ્તારમાં કોકમ અને અથાણાં બનાવવાનો એક મોટો પ્રકલ્પ વિકસી શકે એમ છે, જેથી આ આદિવાસીઓને લાભ મળે. એજ રીતે મગફળી, મહૂ, ચારોળી, અને સીતાફળ જેવા ખાદ્યપદાર્થો પર પ્રક્રિયા કરવાનો પ્રકલ્પ ઊભો કરવો પણ શક્ય છે.

આ ડુંગરાળ પ્રદેશમાં પરિવહનનાં સાધનોનો અભાવ, દૂષિત પાણી, આહારની ઓછી ગુણવત્તા- આ બધાં કારણોસર બાળમૃત્યુનું પ્રમાણ વધારે દેખાય છે. દા.ત. બામણી અને ખડકી જેવાં ગામોમાં મોટા પ્રમાણમાં બાળમૃત્યુ થયા છે, જે અટકાવવું જોઇએ.

આ વિસ્તારમાં આદિવાસીઓનાં ૩૩ ગામો નર્મદા યોજના હેઠળ સરદાર સરોવરના ડૂબાણમાં છે. આ ગામો ડૂબે નહીં અને ત્યાંના આદિવાસીઓ વિસ્થાપિત થાય નહિ, તે પહેલાં જ તેમનું પુનર્વસન થવું જોઇએ - આવા મહત્ત્વના વિષયોને લઇને શ્રીમતી મેધા પાટકર છેલ્લાં ૧૫ વર્ષથી લડી રહ્યા છે. તેમની માંગણીઓ પૂરી કરવામાં આવી નથી, જે આદિવાસીઓ માટે એક અન્યાય છે. તે માટે આંદોલનો, મોરચાઓ ચાલુ છે. આ અન્યાય સામેની લડતમાં સુશિક્ષિત આદિવાસીઓએ સહકાર આપવો જોઇએ.

આદિવાસી સાતપુડા શિક્ષણ પ્રસારક મંડળ, તા. ધડગાંવ, જિ. નંદૂરબાર એ સંસ્થાની સ્થાપના ૧૯૬૩માં થઇ. પશ્ચિમ ખાનદેશ ભીલ સેવા મંડળની પ્રેરણાથી આ સંસ્થાની સ્થાપના થઇ. શ્રી જનાર્દન મહારાજ વળવીનો આ સંસ્થા ઊભી કરવામાં મહત્ત્વનો ફાળો છે. આ સંસ્થાને લીધે કેળવણીથી વંચિત રહેલાં આદિવાસી બાળકો કેળવણીનો લાભ મેળવતા થયા છે. ધડગાંવ વિસ્તારમાં આ સંસ્થાએ બહુમૂલ્ય શૈક્ષણિક કાર્ય કરેલું છે.

o

# મહુડાની વાર્તા

વીરસિંગ ગુરુજી

અનુવાદ : રોહિણી ખાડેકર

*વીરસિંગ ગુરુજી એ અક્રાણી વિસ્તારના શિક્ષક-કાર્યકર છે. આદિવાસીઓનું અત્યંત મહત્ત્વનું એવું વૃક્ષ મહુડો છે. તેનાં ફાયદા અને આનંદદાયક વાર્તા સમાજપયોગી વાતો આ લેખમાં લેવામાં આવી છે. મૂળ પાવરી ભાષામાંના લેખનું ગુજરાતી ભાષાંતર અહીં લેવામાં આવ્યું છે.*

મારા ભાઈઓ,

આપણા પ્રદેશમાં મહુડાનાં ઘણાં ઝાડ છે. આ ઝાડને વર્ષમાં બે વાર ફાલ આવે છે. તેમજ બીજા કામોમાં પણ એનો ઉપયોગ થાય છે. તેથી મહુડાનું ઝાડ આપણું પ્રિય ઝાડ છે. જેમ કોકણમાં નારિયેળીને કલ્પવૃક્ષ કહે છે, તેમ આપણા પ્રદેશમાં મહુડાનું ઝાડ કલ્પવૃક્ષ છે. મહુડાનાં ફૂલ બહુ કામનાં હોય છે. મુખ્ય ઉપયોગ તે દારૂ બનાવવાનો. ખાવાનું ના મળે તો આ ફૂલ બાફીને ખવાય છે. તેનાં ફળ એટલે કે ટોળંબી (ડોળી). તેનું તેલ કાઢીને ખાવાના કામમાં લેવાય છે. તેના બીયાં માછલી પકડવા વપરાય છે. મહુડાનાં ફુલ તથા ટોળંબી વેચવામાં આવે છે. એનું લાકડું પણ કામમાં આવે છે. આ ઝાડ બહુ જ મહત્ત્વનું છે. એ આપણું કલ્પવૃક્ષ જ છે ને ? પણ હવેના લોકો મહુડો રોપતા જ નથી. રોપવો જોઈએ. એમાંથી ઘણા પૈસા મળે છે. લાભનો લાભ ને જંગલની શોભા ! એ પ્રકૃતિનું સંતુલન પણ જાળવે છે.

એક હતો વાઘ અને એક હતો પોપટ. બેઉ વચ્ચે સારી દોસ્તી. દરરોજ બન્ને જણા મળ્યા વગર ના રહે. બન્ને એકબીજાને ખૂબ જ પ્રેમ કરતા. એકબીજા માટે મરવા પણ તૈયાર હતા. એવી ગાઢ દોસ્તી. પોપટને જેમ વાઘ જોડે દોસ્તી હતી, તેમ એક ગધેડા સાથે પણ દોસ્તી હતી. તેઓ દરરોજ મળતા, પણ પોપટનો વાઘને મળવાનો સમય અલગ અને ગધેડાને મળવાનો સમય અલગ.

એક દા'ડે એવું થયું કે વાઘ અને પોપટ મળ્યા ને લાંબો સમય વાતો કરતા રહ્યા. ત્યાં તો ગધેડાને મળવાનો વખત થયો. એ મળવા આવ્યો. વાઘની નજર ગધેડા પર પડી. વાઘ બે-ત્રણ દા'ડાથી ભૂખ્યો હતો. ગધેડાને જોઈ એના મોમાં પાણી આવ્યું. પોપટ બોલ્યો, ‘‘વાઘભાઈ, આ ગધાભાઈ પણ તમારી જેમ જ મારા ખાસ ભાઈબંધ છે. આજે આપણે ભેગા મળ્યા છીએ. સારૂં થયું .'' વાઘ કહે, ‘‘સારૂં તો થયું. પણ આ ગધેડાનું શરીર જોઈને મારા પેટમાં તો કાગડા બોલવા લાગ્યા છે. શું કરૂં પોપટભાઈ, એ તારો મિત્ર છે, નહિ તો આજે મારે મિજબાની થઈ જાત.''

એટલામાં તો વાઘને ચક્કર આવ્યા. ભૂખથી તરફડીને મરી ગયો. ગધેડો ને પોપટ તો જોતા જ રહી ગયા. ગધેડો બોલ્યો, ‘‘પોપટભાઈ, આ શું થયું ? '' પોપટ બોલ્યો, ‘‘ગધેડાભાઈ, આ વાઘભાઈ ત્રણ ચાર દા'ડાથી ભૂખ્યો હતો. તારા શરીરનું માંસ (ચરબી) જોઈને જીભ ચાટવા લાગ્યો. પણ તું મારો મિત્ર છે. મિત્રના મિત્રને કેવી રીતે ખવાય - આ વિચારે તે મરી ગયો બિચારો !''

ગધેડાભાઇ બહુ જ વિચારમાં પડયા, 'મારા શરીરને જોઇને મિત્ર સમજીને નહીં ખાવાનું વિચાર્યું ! બિચારો! મરી ગયો. તો હવે આ શરીરનો શો ઉપયોગ ? હું પણ એની સાથે જ મરી જાઉં.' તે પણ વાઘ સાથે જ તરફડીને મરી ગયો.

પોપટભાઇ વિચાર કરવા લાગ્યા, 'મારા આટલા સારા મિત્રો ! મિત્ર માટે મરી ગયા. હવે મારા જીવવાનો શો અર્થ ? હું પણ મારા મિત્રો જોડે મરી જાઉં છું.' એ પણ મરી ગયો. આમ એક જ જગ્યાએ ત્રણે મિત્રો મરી ગયા.

કેટલાંક વર્ષો પછી એ જગ્યા પર મહુડાનું ઝાડ ઊગી નીકળ્યું. એ મહુડીના ફૂલનો દારૂ બનાવાય છે. અને પિવાય છે. એક-બે પ્યાલા દારૂ પીધો હશે તે માણસ પોપટની જેમ બોલે છે, ત્રણ-ચાર પ્યાલા પીધા પછી, કદી મોટે અવાજે ન બોલનારો પણ વાઘની જેમ ત્રાડ પાડે છે. 'ગર્રર્ ! હું વાઘ-પુરૂષ છું !' અને પાંચ-છ પ્યાલા ઢીંચ્યા પછી તો એ ગધેડાની જેમ આળોટવા માંડે છે.

ભાઇ, આવી આ મહુડાની વાર્તા છે. આ મિત્રોની જેમ આપણે પણ એકબીજાની સાથે બેસી દારૂ પીવાનું શીખીએ છીએ. એક-બે પ્યાલા પીને પોપટની જેમ બોલીએ, મોટીમોટી વાતો કરીએ. ત્રણ-ચાર પ્યાલા પીધા પછી વાઘની જેમ ત્રાડો પાડતાં ફરીએ છીએ, પાંચ-છ પ્યાલા પીને તો ગધેડાની જેમ ગટરમાં આળોટીએ છીએ, આમ આપણી ફજેતી થાય છે. દારૂથી કશું જ સારૂં થતું નથી. બધું ખરાબ જ થાય છે. મહુડાના બીજા ઉપયોગ કરીએ, પણ દારૂનું વ્યસન કરવું નહીં.

દારૂ પીનારને અનેક રોગો થાય છે. આપણું ઘર બરબાદ થઇ જાય છે. ખૂન, ચોરી જેવા ખરાબ કામ થાય છે. દારૂ પીનાર માટે કોઇને દયા કે પ્રેમ રહેતાં નથી. પોતાની ઇજ્જત રહેતી નથી. ભિખારીની જેમ જીવવું પડે છે. આપણને માણસનો જન્મ મળ્યો છે તે ભગવાનની કૃપા છે. આવો જન્મારો ફરી મળે નહીં. દારૂનું પ્રમાણ ગરીબ આદિવાસી પ્રજામાં વધારે દેખાય છે. દારૂ પીવા કરતાં આપણાં બાલ-બચ્ચાં માટે, તેમના ભણતર માટે ખર્ચ કરવો જોઇએ. એવા કેટલાક લોકો છે જે આખો દિવસ મહેનત-મજૂરી કરે છે અને દારૂ પીવે છે. અડધા ઉઘાડા રહીને પણ દારૂ પીવે છે. તેથી તેમનો વિકાસ થતો નથી. એટલે મારી તમને બધાને વિનંતી છે કે દારૂ છોડી દઇએ.

O



# ત્યાં સુધી તો જીવવું જ રહ્યું ....!!

સુધીર દેવરે
અનુવાદ : અરૂણા જોશી

*અહિરાણી અને મરાઠી ભાષાના કવિ, અહિરાણી ઢોલના સંપાદક અને ઉત્સાહી કાર્યકર એવા ડૉ.સુધીર દેવરેએ ભીલોના જીવન વિષયક અનુભવમાંથી લખેલ આ એક ભીલ સ્ત્રીનું આત્મવૃતાંત.*

કેમ ભાઇ !...... મને ઓળખી કે નહીં ? ....... નહીં ઓળખી હોય ! ..... ત્યારે તો તું આટલો અમથો હતો..... હું ત્યારની ભીલ વસ્તીની સારજા, આજે મારું એકેય છોરું જીવતું નથી, પણ થયાં'તાં તો મારે આઠ-આઠ. જયારે હું આ ભીલ વસ્તીમાં લગન કરીને આવી, ત્યારે માંડ બાર-તેર વર્ષની હતી. એક-એક છોરું થાય ને મરી જાય. જેમતેમ કરી એક છો'રો ને એક છો'રી બચ્યાં હતાં. ડુંગર નાઇક મારા ધણીનું નામ હતું. ધંધો હતો દારૂ ગાળવાનો!

ગામમાંના કોઇ શેઠ પાસેથી અમે વ્યાજે રૂપિયા લેતા'તા. નવસાગર, ગોળ લાવીને મારો આદમી દારૂ ગાળે. દારૂની ભઠ્ઠી નદીમાં એક ભેખડની આડમાં હતી. પહેલી ધારનો ફૂલદારૂ પીવા સારૂં ગામના મોટામોટા લોકો ત્યાં જ આવતા'તા. પછી દેગડો ભરીને દારૂ ઘરે લાવીએ. પંદર દા'ડા સુધી એ દારૂ વેચીને સંસાર ચલાવાય ને એમાંથી જ બચેલા પૈસાથી ફરી પાછો નવસાગર ને ગોળ લાવી દારૂ બનાવાય. પણ આમ સિલક તો કંઇ રહેતી ન હતી. વ્યાજે લાવેલ પૈસાય કેટલીકવાર પાછા અપાતા નહીં. પછી વધારે વ્યાજે પૈસા લેવા પડે. તેના બદલામાં ઘરનું કોઇ બેડું કે દેગડું ગીરવે મૂકવું પડે. છતાંય ગમેતેમ પણ આવી રીતે અમારું ગાડું તો આગળ ચાલતું હતું.

એક દિવસ પોલિસ આવી. સાદાં કપડાંમાં હતી એટલે મારાથી કંઇ ઓળખાય નહીં. એમણે ઘરાકની જેમ પૂછ્યું, ''દારૂ મળશે ?'' ધણીએ હા પાડી. એક બાટલી કાઢીને આપી. ઓળખીતા તો નહોતા પણ અમને એમ કે ગામમાં કોઇને ત્યાં આવેલા મહેમાન-બહેમાન હશે. પેલા કહે, ''આખો જોઇએ.'' ધણીએ દેગડો કાઢ્યો. એટલામાં તો એક જણે મારા ધણીની બોચી પકડી લીધી. કહે, ''ચાલ થાણામાં. દારૂ ગાળે છે !'' બીજાએ આખો દેગડો હાથમાં લઇ લીધો. હું બૂમો પાડવા લાગી. તો પેલો કહે, ''એ બાઇ ! વધારે અવાજ નહીં કર. અમે સાદાં કપડાંમાં પોલિસ છીએ.'' મારી તો બોલતી જ બંધ થઇ ગઇ. કોઇક અમારા ગામની વ્યકિતએ જ પોલિસમાં ખબર આપી હતી. પોલિસો મારા ધણીને ખેંચતા-મારતા લઇ ગયા. ગામને છેડે તેઓની ગાડી ઊભી હતી. ધણીને મારઝૂડ કરતા ગાડીમાં ધકેલી દીધાં ને લઇ ગયા થાણામાં. મેં તો બહુ કાલાવાલા કર્યા. એમણે કંઇ ધ્યાન આપ્યું નહીં. એમનું કાળજું કંઇ પીગળ્યું નહીં. પછી હું ગામના પટેલ પાસે ગઇ. હાથ જોડ્યા, પગ પકડ્યા. ''મારા ધણીને છોડાવો'' કહીને વિનંતીઓ કરી. પટેલ કહે, ''આજનો દા'ડો જવા દે. સવારે છોડાવી લાવીશું.'' હું તેવી જ ટળવળતી બેસી રહી. છોરાં રડ્યા કરે તેમને જોઇને એમ જ એ રાત કાઢી. બીજે દા'ડે વહેલી પરોઢે પટેલ પાસે ગઇ. થાણામાં જવા સારૂં પટેલને ઘણી કાકલુદીઓ કરી. પછી પટેલ થાણે ગયા. સાંજ પડ્યે પટેલ ધણીને છોડાવી લાવ્યા. પણ ત્યારથી ધણીને પેટમાં દુ:ખવાનું જે ચાલુ થયું, તે છેક સુધી પથારીમાંથી ઊભા જ ન થયા. પૂછીએ તો કહેતા, ''પોલિસના બૂટની લાત પેટમાં વાગી ગઇ, ત્યારથી એકધાર્યું દુખ્યાજ કરે છે.'' ગામના દાકતરને બતાવ્યું, પણ એ તો કંઇ જ ના કહે. ખાલી સોય લગાડે ને ગોળી આપે .... ને સોય લગાડવાના આટલા રૂપિયા થશે-એમ પહેલેથી જ કહે. છેલ્લે

મહિના-દોઢ મહિનામાં ઘણી તો મરી ગયા. હાથમાં આવ્યા નહિ. મારો માણસ જો કોઇનું ખૂન કરત, તો સરકાર તેને ફાંસીએ ચડાવી દેત. તો પછી મારા ઘણીનું પોલિસે ખૂન કર્યું, તે પોલિસને હટાવવાનું પણ મારા મનમાં ન આવ્યું. ને ગામે પણ કંઇ જ કર્યું નહીં. નસીબને દોષ દેતાં અમે બધા ચૂપ રહ્યાં. ઘણીની જોડે જ દારૂનો ઘંધો પણ બેસી ગયો. હું કોઇને ત્યાં નીંદણ, કાપણી, ઘાસ વેચવાનું કામ કરી દા'ડા કાઢતી'તી.

એક છો'રો અને એક છો'રી બચ્યા હતા. તેમને જોઇને જ તો દા'ડા ખેંચતી હતી. છો'રી ને પરણાવી દીધી. જમાઇ કૂવો ખોદે ને મારી છો'રી માટી ભરેલ શિકું દોરડાથી ઉપર ખેંચે. એક દિવસ શિકું ખેંચવામાં લપસી ગઇ ને તેનો ખેલ પૂરો થયો. લગન કરાવ્યું ત્યારે તેને જોઇ હતી તે પછી તો તેનું મડદું જ જોવા મળ્યું. મારે આ છોરીના ગયા પછી છો'રા સામે જોઇને મન વાળવું પડ્યું. બીજુ શું કરાય ત્યારે ?

છો'રો નદીએ માછલાં, કરચલા પકડવા જાય, અને પછી ગામમાં વેચવા જાય. હું ખેતરમાં મજૂરી કરીને જેમતેમ ગુજરાન ચલાવું. એમાં તો એક દિવસ નસીબ એવું અવળું ફર્યું કે મારી આંખો પહોળી થઇ ગઇ. પેલો નદીએ માછલાં પકડવા ગયો હતો. પથ્થરની બખોલમાં તેને કંઇક સળવળતું દેખાયું. એને એમ કે કરચલો જ છે. એણે બખોલમાં હાથ નાંખ્યો ને બહાર કાઢ્યો તો મોટું જાનવર (સાપ) હાથે લપેટાઇ ગયું હતું ને તેનો હાથ ચાવી ખાતું 'તું. બીજા હાથે એણે માંડમાંડ છોડાવીને જાનવર દૂર ફેંકી દીધું. પણ હાથમાંથી સખત લોહી વહેતું 'તું. એણે હાથ નદીમાં ધોઇ નાંખ્યો અને ફળિયામાં આવીને ઝૂંપડાંમાં સૂઇ રહ્યો ..... આ બધું એણે ગણપતને કીધું હતું ..... હું તો ત્યારે ખેતરમાં નીંદવાના કામે ગઇ'તી ..... સાંજે ઘેર આવીને જોયું તો ભઇલાનો ખેલ ખતમ થઇ ગયો હતો. તે રહ્યો જ નહોતો. આ બધું તો પાછળથી ગણપતે મને કીધું ...... એણે થોડી દોડાદોડ કરી હોત તો કદાચ ભઇલો બચી ગયો હોત. પણ નસીબની નજરબંધી સામે કોઇ શું કરે ?

હું છે ને ભાઇ, સંજય ગાંધી નિરાધાર યોજનાનું મનીઓર્ડર લેવા આવી હતી ..... મેં કીધું આવ્યું હોય તો લેતી જાઉં ..... પણ હજુ કંઇ આવ્યું નથી. હવે આમ જ જીવવાનું ..... બીજુ શું ?....... મરણ ના આવે ત્યાં સુધી સમય કાઢવાનો ..... જાઉં છું ત્યારે. તમારૂં કેમ ચાલે છે ?..........

O



# રાઠવા સંબંધસૃષ્ટિ

શંકરભાઈ રાઠવા

*રાઠવાઓનો પોતાનો સમાજ છે ને આ સમાજમાં જે અલગ અલગ સંબંધો છે તેમાં રાઠવા પોતાના સંબંધો માટે જે શબ્દોનો ઉપયોગ કરે છે તેની વાત અહીં શંકરભાઈ રાઠવાએ કરી છે. અહી સમાજના બધી જાતના સંબંધની વાત કરવામાં આવી છે. શંકરભાઈ રાઠવા મહારાષ્ટ્રના નાસિક શહેરમાં રહીને ભણે છે. અસલમાં તેઓ રોડધા ગામના છે પણ વર્ષોથી ત્યાં નાસિકમાં જ રહે છે.*

માનવમાત્ર એકલા, અટૂલા ટાપુ જેવો નથી અને રહી પણ ન શકે. દરેક સમાજમાં તે સંબંધનાં તાણાંવાણાંથી વણાયેલો છે. સંબંધોની સૃષ્ટિમાં દરેક માનવ અનોખું સ્થાન ધરાવે છે. કુટુંબમાં કે સમાજમાં મળેલાં આ સ્થાન પ્રમાણે તેની પાસે અમુક નિશ્ચિત વર્તનની અપેક્ષા રાખવામાં આવે છે. આ નિશ્ચિત વર્તન પ્રમાણે તે જીવે તો કુટુંબમાં અને સમાજમાં તેને યોગ્ય માન, સ્વીકાર અને દરજ્જો મળે છે. તેથી ઊલટું જો અપેક્ષિત વર્તનમાં ભંગ થાય તો કુટુંબ કે સમાજની આંખોમાંથી તે ઊતરી જાય છે.

આ લેખમાં રાઠવા સમાજમાં રહેલી સંબંધોની સૃષ્ટિનાં તાણાં-વાણાં ઉકેલવાનો પ્રયાસ કરીશું. રાઠવા સમાજમાં રહેલી સંબંધોની લાક્ષણિકતા, સંબંધવાચક રાઠવા પર્યાયો, હકીકતમાં વપરાતા સંબંધવાચક પર્યાયો તેમના સમકક્ષ ગુજરાતી પર્યાયો દ્વારા રજૂ કરીશું. જરૂર જણાય ત્યાં વર્ણન દ્વારા સમજાવીશું.

રાઠવા સંસ્કૃતિમાં રહેલા સંબંધોનો આપણે ઝીણવટ પૂર્વક અભ્યાસ કરીએ તો જાણવા મળશે કે આ સંબંધો ને આપણે મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકીએ : એક ભાગમાં સાસરિયાં સાથેના સંબંધો અને બીજા ભાગમાં, કૌટુંબિક સંબંધો, ગામજનો સાથેનાં સંબંધો અને સાસરિયાં સિવાયના ઇતર સંબંધો. રાઠવા સંસ્કૃતિમાં કોઈ પણ માણસ આ સંબંધના જાળાથી વિખુટો નથી, પછી એ અજાણ્યો હોય કે ઓળખીતો. આ બે પ્રકારના સંબંધમાંથી એકમાં તો છે જ એમ માનીને સંબોધવામાં આવે છે; કાં તો એને સાસરી પક્ષનો કે પોતાના પક્ષનો સમજીને સંબોધવામાં આવે છે. રસ્તે જતા માણસને પણ 'દાદો' કહીને સંબોધવામાં આવે છે. રાઠવા સમાજમાં નાતજાતના ભેદભાવ હોવા છતાં, સંબંધોમાં બીજી જાતનાં લોકો પણ વિખુટા નથી. દા.ત. મામાના ગામનાં હરિજનને પણ મારે 'મામા'થી સંબોધવા પડે છે. એજ રીતે મારા ગામની હરિજન છોકરીનાં પતિને મારે 'બનેવી' કહેવું પડે છે.

સાસરિયાંના સંબંધોને પણ પેટા વિભાગમાં વહેંચી શકાય, એક ભાગનાં સંબંધી(વડીલોને) જેઓ સંબોધકના પતિ કે પત્નીથી ઊંમરમાં મોટા હોય તેમને 'તમું' થી સંબોધવા પડે છે. વહુ સાસરીના પુરૂષોને ઘુંમટો તાણે છે. બીજા ભાગનાં લોકો, જેઓ સંબોધનારના પતિ કે પત્નીથી ઊંમરમાં નાના છે તેમને સંબોધવામાં 'તમું' માનવાચક પર્યાય વાપરવામાં આવતો નથી. તેમને 'તું' થી સંબોધવામાં આવે છે.

આ લેખને નીચે મુજબ વર્ગીકૃત કરેલો છે : ૧. 'બાળકો'ના અનુસંધાનમા રાઠવા સંબંધસૃષ્ટિ

૨. 'પતિ'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ
૩. 'પત્ની'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ
૪. સાવકાપણાંને લગતા સંબંધિત પર્યાયો
૫. અન્ય સંબંધિત પર્યાયો
૬. સંબંધવાચક પર્યાયથી બનતાં જોડકાં

## ૧. 'બાળકો'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ

અહીં આપણે 'બાળકો' ને કેન્દ્રમાં રાખી રાઠવા સંબંધસૃષ્ટિના પર્યાયનો અભ્યાસ કરીશું. તેથી બાળકોને સંબોધન કરનારાં લેખીશું અને અન્યને સંબોધિત વ્યક્તિઓ ગણીશું.

| રાઠવા સંબંધવાચક પર્યાય | હકીકતમાં થતું સંબોધન | રાઠવા પર્યાય અંગે ખુલાસો | ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|---|---|
| ડાહલો બાહ્ | ડાલબો<br>ડાલબા | પિતા અથવા માતાના પિતાને બાળકો સંબોધે છે. | દાદા |
| ડાહલી આશ્ય | ડાલ્યા,<br>ડાલીયા | પિતા અથવા માતાની માતાને બાળકો સંબોધે છે. | દાદી |
| મોટો બાહ્ | મોટ(l) બા<br>મોટો | દાદાની ઉંમરના કોઇ પણ માણસને બાળકો સંબોધે છે. | |
| મોટી આશ્ય | મોટીયા<br>મોટયા | દાદીના ઉંમરની કોઈ પણ સ્ત્રીને બાળકો સંબોધે છે. | |
| બાહ્ | બા | પિતાને બાળકો સંબોધે છે. | પિતા |
| આશ્ય | (અ) યા,<br>યાળી | માતાને બાળકો સંબોધે છે. | મા |
| બાબોહ્ | બાબો<br>બાબા | પિતાના મોટા ભાઈને કે પિતરાયને કે તેમની ઉંમરનાને બાળકો સંબોધે છે. | મોટા કાકા |
| આજીહ્ | આજી | પિતાના મોટા ભાઈની કે પિતરાયની પત્નીને બાળકો સંબોધે છે. | મોટી કાકી |
| કાકોહ્ | કાકો<br>કાકા | પિતાના નાના ભાઈને કે તેમનાથી નાના પિતરાય કે અજાણ્યાને બાળકો સંબોધે છે. | નાના કાકા |
| કાકીહ્ | કાકી | પિતાના નાના ભાઈની કે પિતરાયની કે અજાણ્યાની પત્નીને બાળકો સંબોધે છે. | કાકી |
| ફોશ્ય, ફુયેહ્ | ફોઇ, ફુયે | પિતાની નાની અથવા મોટી બહેનને બાળકો સંબોધે છે. | ફોઈ |
| ફુવોહ્ | ફુવો<br>ફુવા | પિતાની નાની અથવા મોટી બહેનના પતિને બાળકો સંબોધે છે. | ફૂવો |
| માશીહ્,આજીહ્ | માશી, | માતાની મોટી બહેનને કે | માસી |

| | | | |
|---|---|---|---|
| | આજી | સાવકી માને બાળકો સંબોધે છે. | |
| માહોહ્ | માહો, બાબો<br>માહા,બાબા | માતાની મોટી બહેનના પતિને<br>કે સાવકા પિતાને બાળકો સંબોધે છે. | માસા |
| બનેવીહ્ | બનેવી | બહેન કે પિતરાય કે માતાની<br>નાની બહેનના પતિને બાળકો<br>સંબોધે છે. | માસા |
| મામોહ્ | મામો<br>મામા | માતાના મોટા કે નાનાભાઇને<br>કે પિતરાયને બાળકો સંબોધે છે. | મામા |
| મામીહ્ | મામી | માતાના મોટા કે નાનાભાઈની<br>કે પિતરાયની પત્નીને બાળકો<br>સંબોધે છે. | મામી |
| દાદોહ્ | દાદો<br>દાદા | પોતાના મોટા સગાભાઈ કે<br>પિતરાય કે તેની ઊંમરના ને<br>બાળક સંબોધે છે. | ભાઈ |
| દીદીહ્ | દીદી | મોટી સગી બહેન, પિતરાય કે<br>કોઈ પણ મોટી બહેનને<br>બાળક સંબોધે છે. | બહેન |
| સોરો, બેટોહ્ | દીકરો, બટો<br>સોરો | પિતા અથવા માતા કે દાદા-દાદી<br>બાળકને સંબોધે છે.<br>દીકરા,બેટા,સોરા | દીકરો |
| સોરી, બેટીહ્ | દીકરી,બેટા<br>સોરી | પિતા અથવા માતા કે દાદા-દાદી<br>દીકરીને સંબોધે છે.<br>દીકરા,બેટા, સોરા | દીકરી |
| ભાણજેહ્ | ભાણેજ,ફક્ત<br>નામ કે નામ +ભાણે | મામો,મામી ભાણા અને<br>ભાણીને સંબોધે છે. | ભાણા,ભાણી |
| ભતરજોહ્ | નામથી (કાકી<br>જૂના રિવાજ<br>પ્રમાણે ભત્રીજાને<br>દાજી + નામ બોલાવે છે.) | કાકા,કાકી ભત્રીજાને<br>સંબોધે છે. | ભત્રીજો |
| ભતરજીહ્ | નામથી,(કાકી<br>જુના રિવાજ<br>પ્રમાણે ભત્રીજીને<br>બાય+નામથી બોલાવે છે.) | કાકા, કાકી ભત્રીજીને<br>સંબોધે છે. | ભત્રીજી |
| નાન્લો, સેહ્લો સોરો | | | છેલ્લો દીકરો |
| નાન્લી, સેહ્લી સોરી | | | છેલ્લી દીકરી |
| પહેલ ખોળ્યો(સોરો) | | પહેલા ખોળાનો પુત્ર, | જ્યેષ્ઠ દીકરો |
| પહેલ ખોળ્યેણ(સોરી) | | પહેલા ખોળાની પુત્રી | જ્યેષ્ઠ દીકરી |
| વસોટ્યો સોરો | | | વચેટ દીકરો |
| વસોટયેણ સોરી | | | વચેટ દીકરી |

## સંબોધન વિભક્તિ

સંસ્કૃત, લેટિન અને હિન્દી ભાષાઓની જેમ રાઠવીમાં પણ સંબોધક વિભક્તિ જોવા મળે છે જે ગુજરાતી ભાષામાં નથી. જો કે ફરક તો ફક્ત પહેલી અને સંબોધક વિભક્તિઓની વચ્ચે એક વચન નર જાતિમાં જોવા મળે છે.

| | |
|---|---|
| પહેલી વિભક્તિ, નર, એ.વ. | સંબોધક વિભક્તિ, નર, એક વચન |
| ડાલબો | ડાલબા |
| ઓ | આ |

દા.ત.

| | |
|---|---|
| ડાલબો કાં જ્યો ? | (પહેલી વિભક્તિમાં છે.) |
| ડાલબા, અયે આવ. | (સંબોધક વિભક્તિ માં છે.) |
| કાદવો રપટવા બાજી રયો | (પહેલી વિભક્તિમાં છે.) |
| કાદવા, રપટવા આવ. | (સંબોધક વિભક્તિ માં છે.) |

ઘણી વખતે અમુક પ્રકારનો સંબંધ ધરાવતી સંબોધિત વ્યક્તિઓ ઘણી હોય છે, દા.ત. એક છોકરાને દસ સ્ત્રીઓને ભાભી કહીને સંબોધવી પડે છે આવી સ્થિતિમાં છોકરો એક ભાભીને બીજી ભાભીથી અલગ પાડવા 'ભાભીની સાથે નામ પણ લગાડે છે.

ઘણી વખત સંબોધનની સાથે તે વ્યક્તિનું ગામ કે પતિનું કે પત્ની કે અમુક વિશેષણ કે છોકરાનું નામ લગાડવામા આવે છે.

૧. મોટબા, મોટું, મોટો + નાથુળ્યો
૨. બાબો, બાબ્ + રામલો
૩. આજી + બાવી
૪. બળ્યાવાળી આજી
૫. કાક, કાકો + ભારસીંગ
૬. કાકી, કાફ્+રેશલી
૭. ફોય, ફૂયે+સમતુળી.
૮. ફૂવો+ડામસ્યો કે ભોવાનસીગ
૯. માહો + ગુલ્યો
૧૦. જીજ, જીજી, દીદી+કાદવી
૧૧. બનેવી+પડ્યાર
૧૨. મામી +રમતુળી
૧૩. મોટલી મામી
૧૪. નાન્લી મામી
૧૫. મામો, મામ્ +રામસીગ
૧૬. દાદો, દાદ્ +અમરસીગ
૧૭. ભાણે+નેવલો
૧૮. બાય + રમલી
૧૯. દાજી+ભીલ્યો
૨૦. બાયજી+માણકી

ઉદાહરણો :

રા. : ડાલબો આવેલો. કાંનો ? ભુમાળાવાળો (મામાહ્યોનો).
ગુજ : દાદા આવેલા. ક્યાંના ? ભુમસવાડાવાળા (મામાને ત્યાના).
રા : આજી, રમેશ્યાની આશ્ય આવેલી.
ગુજ : મોટી કાકી, રમેશની મા આવેલી.
રા : મોટલો કાકો આવેલો. નાન્લો કાકોની.
ગુજ : મોટા કાકા આવેલા. નાના કાકા ન આવ્યા.
રા : કાકો(કાફ્) દેવસીગ આવા કેતલો.

ગુજ : કાકા દેવસીગ આવવાનું કહેતા હતા.

ઘણી વખત બાળકો પોતાના મા-બાપને મા-બાપના નાના ભાઈ-બહેનો જે રીતે તેમને સંબોધે છે એજ રીતે તેઓ પણ સંબોધે. દા.ત. મારા ગામમાં એક છોકરુ પોતાની માને ભાભી કહીને સંબોધે છે કારણ કે બાળકની ફોઈ બાળકની માને ભાભી કહીને સંબોધે છે અને બાળક એનું અનુકરણ કરે છે.

બાળકોની કાલી ભાષામાં બાળકોના સંબોધનો ઘણી વખત જુદા પડે છે.

દા.ત. ચાલી મમ્મી, સોલો-સોરો, સોલી- સોરી

રા : ચાલી કાં જી ? ગુજ : મમ્મી ક્યાં ગઈ ?

## ૨. 'પતિ'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ :

અહીં આપણે 'પતિ'ને કેન્દ્રમાં રાખી રાઠવા સંબંધસૃષ્ટિના પર્યાયોનો અભ્યાસ કરીશું. પત્નીનાં સગાંઓ ને પતિ પરસ્પર શો સંબંધ ધરાવે છે એની વાત કરીશું.

| રાઠવા સંબંધવાચક પર્યાય | હકીકતમાં થતું સંબોધન | રાઠવા પર્યાય અંગે ખુલાસો | ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|---|---|
| હાહરોહ | | પોતાની પત્નીના પિતા | સસરો |
| જહ્માશ્ય | અટકથી બોલાવે | પત્નીના પિતા ને માતા દીકરીના પતિને સંબોધે છે. | જમાઈ |
| હાહુહ્ | | પોતાની પત્નીની માતા | સાસુ |
| ડાહ્લો હાહ્રો | | પત્નીના દાદા | |
| ડાહ્લી હાહુહ્ | | પત્નીની દાદી | |
| હાળોહ્ | | પત્નીનો મોટો ભાઈ | સાળો |
| જહ્માશ્ય | અટકથી બોલાવે | પત્નીના મોટા ભાઈ બહેનના પતિને સંબોધે છે. | |
| મોટ્લા હાળાહ્ની | . | પત્નીના મોટા ભાઈની પત્ની | |
| જહ્માશ્ય | અટકથી બોલાવે | પત્નીના મોટા ભાઈની પત્ની પતિને સંબોધે છે. | |
| હાળોહ્ | નામથી બોલાવે | પત્નીના નાના ભાઈને પતિ સંબોધે છે. | સાળો |
| નાન્લા હાળાહ્ની | લાડી | પત્નીના નાના ભાઈની પત્નીને પતિ સંબોધે છે. | |
| હાડુહ્ | | પત્નીની મોટી બહેન | 'મોટી'સાળી |
| હાડુહ્નો | | પત્નીની મોટી બહેનના પતિને, પતિ સંબોધે છે. | સાઢુભાઈ |
| હાળીહ્ | નામથી બોલાવે | પત્નીની નાની બહેનને પતિ સંબોધે છે. | સાળી |
| જહ્માશ્ય હાળીહ્નો | અટકથી બોલાવે | પત્નીની નાની બહેનના પતિને, પતિ સંબોધે છે. | સાઢુભાઈ |
| ધણી, લોક, આદમી, ઘોરવાળો | | પતિ, ઘરવાળો, ધણી | પતિ |
| ધણાશેણ, બચેર | | પત્ની, ઘરવાળી | પત્ની, ઘરવાળી |

બીયેર, ઘોરવાળી, બાયળી

પતિ-પત્ની એકબીજાને નામથી બોલાવતાં નથી માટે છોકરાંના નામ પરથી સંબોધે છે.

૧. મકનાનો બાહ્ કાં જ્યો ?   ૨. કેશમીની આશ્ય કાં જી ?

વડીલ, સાસરિયાં જમાઈને અટકથી સંબોધે છે. બે જમાઇને સરખી નાત(અટક) હોય તો ગામથી પણ બોલાવવામાં આવે છે. ઘણી વખત છોકરીના નામ પરથી પણ બોલાવવામાં આવે છે.

ઉદાહરણો :ઓહ્રયો કાં જ્યો ?

રૂમળ્યાવાળો ઓહ્રયો આવેલો.

બસલીવાળો આવેલો.

હિયાદાવાળી હાહુહ્ આવેલી.

નાન્લી, (મોટલી, વસોટેણ)હાહુહ્ ખાવા આવેલી.

## ૩. 'પત્ની'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ :

હવે આપણે 'પત્ની'ને કેન્દ્રમાં રાખી રાઠવા સંબંધ સૃષ્ટિનો પર્યાયનો અભ્યાસ કરીશું. 'પતિ'નાં સગાંઓ ને પરસ્પર શો સંબંધ ધરાવે છે એની વાત કરીશું.

| રાઠવા સંબંધવાચક પર્યાય | હકીકતમાં થતું પર્યાય | રાઠવા પર્યાય સંબોધન | ગુજરાતી સમકક્ષ અંગે ખુલાસો |
|---|---|---|---|
| હાહુહ્ | માજી | પતિની માતાને પત્ની સંબોધે છે. | સાસુ |
| વવેહ્ | લાડી | પતિની માતા પત્નીને સંબોધે છે. | વહુ |
| હાહરોહ્ | આવોજી | પતિના પિતાને પત્ની સંબોધે છે. | સસરો |
| વવેહ્ | લાડીમને | પતિના પિતા, પત્નીને સંબોધે છે. | વહુ |
| ડાહ્લો હાહરોહ્ | આવોજી | પતિના દાદાને પત્ની સંબોધે છે. | |
| ડાહ્લી હાહુહ્ | માજી | પતિના દાદીને પત્ની સંબોધે છે. | |
| જેઠુહ્ | ભાઈજી | પતિના મોટાભાઈને પત્ની સંબોધે છે. | જેઠ |
| વવેહ્ | લાડીમને | પતિના મોટાભાઇ પત્નીને સંબોધે છે. | વહુ |
| જેઠાણી | ભાભીજી | પતિના મોટાભાઈની પત્નીને, પત્ની સંબોધે છે. | જેઠાણી |
| દેવરુહ્ | દાજી | પતિના નાનાભાઈને પત્ની સંબોધે છે. | દિયર |
| ભાબીહ્ | ભાબી | પતિનો નાનોભાઈ કે બહેન પત્નીને સંબોધે છે. | ભાભી |
| દેરાણી | લાડી | પત્ની, પતિના નાનાભાઈની પત્નીને સંબોધે છે. | દેરાણી |
| બાઈજીહ્ | બાઈજી | પતિની મોટી બહેનને પત્ની સંબોધે છે. | (મોટી)નણંદ |
| વવેહ્ | લાડી | પતિની મોટી બહેન પત્નીને સંબોધે છે. | |
| વવેહ્ | લાડી | પતિની મોટી બહેનનો પતિ પત્નીને સંબોધે છે. | |
| નણદેહ્ | બાઈ | પતિની નાની બહેનને પત્ની સંબોધે છે. | નણંદ |
| જહ્માશ્ય | અટકથી | પતિની નાની બહેનના પતિને, પત્ની | નણદોઈ |

બોલાવે છે. સંબોધે છે.

હોયકળેહ્ એક પતિને બે પત્નીઓ, એકબીજીનો સંબંધ

પત્ની પતિના મામાને, કાકાને, બાબાને વગેરેને પત્ની મામાજી, કાકાજી, બાબાજી થી સંબોધે છે.

સંબોધન વિભક્તિ મુજબ સંબોધનની સાથે નામ પણ લગાડવામાં આવે છે. દા.ત.-

દાજી કાળ્યો નોતરાળ લી જવા બાજી રયો.
બાય ગુજરીને કેદુ પણ માની ની
ભાઈજી, ઝમકુળીનો બાહ્ આવેલો.
બાયજી કેળી ને કેદલુ પણ ભુલી જી ઓહે.

પતિ કે પત્ની અને પોતાની સાસરીના વડીલો તથા તેમનાં વડીલ સગાંઓ પરસ્પર સંબોધનમાં 'તમું' સર્વનામનો ઉપયોગ કરે છે. ઊજળીયાત સંસ્કૃતિના પ્રભાવને લીધે 'તમું' સર્વનામ હવે માનવાચક સંબોધન તરીકે પણ વપરાવા લાગ્યો છે. જોકે આનો ઉપયોગ સાસરિયાં, સરકારી અધિકારી અને બહારની વ્યક્તિ પુરતો જ રહ્યો છે.

વ્યક્તિ પોતાની નાતની વ્યક્તિ સાથે લગ્ન કરી શકતી નથી. કારણ કે નાતને કુટુંબ ગણવામાં આવે છે. નાતને એકજ માતા-પિતાનો વંશ ગણવામાં આવે છે. માની નાતની વ્યક્તિ સાથે પણ લગ્ન કરી શકાતું નથી. એટલે કોઈ વ્યક્તિ નાતજનની સાથે લગ્ન કરે તો કુટુંબીજન સાથે લગ્ન કર્યુ હોય એમ ગણવામાં આવે છે આ કારણથી સમાજમાં સ્વીકાર્ય નથી. પરંતુ અમુક નાતમાં લોક સંખ્યા એટલી બધી છે કે દરેક ગામમાં તે નાતના લોકો જોવા મળે છે આ કારણથી હંમેશા બીજી નાતમાં લગ્ન કરવું મુશ્કેલ થઇ પડે છે અને આ કારણથી આવી નાતમાં ઘણી વખત પેટા-નાત જોવા મળે છે. દા.ત. બામણ્યા નાતમાં અંદારયાં- બામણ્યા અને ઈજોળ્યા-બામણ્યા છે. અંદારયાં બામણ્યાની વ્યક્તિ ઈજોળ્યા-બામણ્યાની વ્યક્તિ સાથે લગ્ન કરી શકે છે.

### ૪. સાવકાપણાને લગતા સંબંધિત પર્યાયો :

સંબંધમાં 'સાવકાપણું' દર્શાવવા નીચેના પર્યાયો વપરાય છે.

| રાઠવા સંબંધવાચક પર્યાય | રાઠવા પર્યાય અંગે ખુલાસો અથવા ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|
| માંહોહ્ | સાવકો બાપ |
| માંહીહ્ | સાવકી મા |
| મત્ર્યો(સોરો) | સાવકો દીકરો |
| મત્ર્યેણ(સોરી) | સાવકી દીકરી |
| મત્ર્યૂ(સોરુ) | સાવકું બાળક |
| પેહલી બચેરનાં સોરાં | પહેલી પત્નીનાં બાળકો |
| પાસલી બચેરનાં સોરાં | પાછલી પત્નીનાં બાળકો |
| પેહલા ઘણીનાં સોરાં | પહેલા ઘણીનાં બાળકો |
| પાસલા ઘણીનાં સોરાં | પાછલા ઘણીનાં બાળકો |
| પોહેલો, પોહેલી | અન્યએ ઉછરેલો (લી) |

| | |
|---|---|
| નમલ્યો | અનાથ |
| ધવળાવેલો | દૂધ પીવડાવેલો |

જે બાળકનાં મા બાપ બંને કે બેમાંથી એક મરી ગયું હોય તેને અનાથ 'નમલ્યૂ' કહેવામાં આવે છે. ઘણી વખત બાળકનો પિતા બાળકના જન્મ થતા પહેલા મરી ગયો હોય તો તે બાળકનાં નામ (છોકરીને) નમલી અને (છોકરાને) નમલ્યો પાડવામા આવે છે.

૫. અન્ય સંબંધિત પર્યાયો :

| રાઠવા સંબંધવાચક પર્યાય | રાઠવા પર્યાય અંગે ખુલાસો અથવા ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|
| વોરરાજો, વોર અને લાડો | વરરાજા |
| કન્યા, લાડી | વહુ, કન્યા |
| લૉડો | અણવર |
| લૉડી | વર કન્યા સાથે રહેનાર છોકરી |
| વેવાઈ | વેવાઈ |
| વેવણી | વેવાણ |
| એક આશ્યનાંન બાહ્નાં ભાઈ-બોના | સગાં ભાઈ બહેન |
| જાતે ભાશ્યૂ | સગા ભાઈઓ |
| જાતે બોનેહે | સગી બહેનો |
| ઘૉરના, કુટુમનાં | કુટુંબીજનો(સ્ત્રી+પુરૂષ) |
| ઘૉરના, કુટુમના | કુટુંબીજનો(માત્ર પુરૂષો) |
| ઘોરૂમના, ફળ્યામના, જાગેના | ફળીયાવાળા(માત્ર પુરૂષો) |
| ઘોરૂમનાં, ફળ્યામનાં, જાગેનાં | ફળીયાવાળાં(પુરૂષ+સ્ત્રી) |
| ઘોરૂમન્યુ, ફળ્યામન્યૂ, જાગેન્યૂ | ફળીયાવાળીઓ(સ્ત્રીઓ) |
| ઘૉરન્યૂ, કુંટુમન્યૂ | કુટુંબીજનો(માત્ર સ્ત્રીઓ) |
| હગાંવાલાં, હગાં, હગવાળ્યાં, હગલાં | સગાંવહાલાં(સ્ત્રી, પુરૂષો) |
| હગાવાલા, હગા, હગવાળ્યા, હગલા | સગાવહાલા(પુરૂષો) |
| હજેણ, હગવાળણેણ, હગલ્યૂ | સગાંવહાલાં(સ્ત્રીઓ) |
| હાહરીમ્નાં | સાસરિયાં(સ્ત્રી+પુરૂષો) |
| હાહરીમ્ના | સાસરિયાં(માત્ર પુરૂષો) |
| હાહરીમ્ન્યૂ | સાસરિયાં(માત્ર સ્ત્રીઓ) |
| હાહરી | સાસરી |
| ભાશ્યનો સોરો, ભત્રીજો | ભાઈનો છોકરો, ભત્રીજો |
| ભાશ્યની સોરી, ભત્રીજી | ભાઈની છોકરી, ભત્રીજી |
| સોરાનો સોરો | છોકરાનો છોકરો, પૌત્ર |
| સોરાની સોરી | છોકરાની છોકરી, પૌત્રી |
| સોરીનો સોરો | છોકરીનો છોકરો, પૌત્ર |
| સોરીની સોરી | છોકરીની છોકરી, પૌત્રી |
| ઘૉરજમાઈ, ઘૉરમેં રેલો | ઘરજમાઈ |

| | |
|---|---|
| વાત વાળો, ભાંજળ્યો, વહટાળ્યો | લગ્ન ગોઠવનાર વચ્ચેનો માણસ, શાદીલાલ |
| વાતવાળી, ભાંજણેણ, વહટાણ્યેણ | લગ્ન ગોઠવનાર વચ્ચેની સ્ત્રી, શાદીલાલ |
| ડાયા | વૃદ્ધજનો(પુરૂષો) |
| ડાયાં | વૃદ્ધજનો(સ્ત્રી+પુરૂષો) |
| ગામના | ગામજનો |
| નાતના | નાતજનો |

**દેવરવટું:** પરણેલ મોટો ભાઈ મરી જાય તો કુંવારો નાનો ભાઈ ભાભી સાથે લગ્ન કરે છે એને 'દેવરવટું' કહેવામાં આવે છે

મરણ કે બારમા પ્રસંગે સ્ત્રીઓ મરનાર વ્યક્તિને જુદી રીતે સંબોધીને રડે છે. દા.ત. વહુ સાસુને 'મા' સંબોધીને રડે છે. જે રોજબરોજના સંબોધનથી અલગ પડે છે.

બળદ, ગાય, વાછરડો કે ભેંસ મરી જાય ત્યારે સ્ત્રીઓ રડે છે કારણ કે પ્રાણીઓને પણ કુટુંબના સભ્યો જેવા જ ગણવામાં આવે છે. નર પ્રાણીને 'બાપા' અને નારીને 'બાપી' સંબોધીને રડે છે.

મરણ પામેલ વ્યક્તિના નામ આગળ 'મનાર' શબ્દ લગાડવામાં આવે છે. ગુજરાતીમાં એનો અર્થ 'સ્વર્ગસ્થ' થાય છે. દા.ત. : મનાર-બા ઘણોં હરોં પીતલોં.

મનાર ગોરદન ઘનો કામ કરતલો.

ઘણી વખત વ્યક્તિને ગાળ આપવા માટે પણ આ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે. જીવતી વ્યક્તિના નામ આગળ 'મનાર' શબ્દ મુકવામાં આવે છે. દા.ત. : મનાર ઝુમે ઘણો મરી કાહાની જ્યોં હોહે !

ગુસ્સામાં અને લગ્નગીતોમાં વપરાતા નકારાત્મક સંબોધનો :

માટીહ્, લોક, હાડવો, સરોળ, ભિકારી, ઊજાળ્યો, ભોંળી, વેવણી, ટીટણ, રાંડ, પાતેર, મતરેણ, પલકી પાતેર, સિનાળ, સોદલુ, આશ્ય, ડાહલી આશ્ય, માશીહ્, જીજીહ્, બનેવીહ્. દા.ત.-

તારો માટીહ્ જાણે આવે એ, હાવ કાં નાહે.
તારો લોક જાણે એયો કેવોક કામ કરે, તારથી બણે ?
ભાળને; બાહ્ જાણે આવા બાજીરયો હાવ કાં નાહહી.
તારો ડાહલો બાહ આવી રયો ઓહે.
ઓ હાંડવા, અયે સોરયૂમ હું કરે ?
એક હાટનીન એક વીયોની સુકતો, તુ સરોળ નીકળહીં.
ભણવાની જતોન કઇની, તુ ભીકારી નીકળહીં.
ઘોંર કઇ ઘંદોની કરવાન, બિલાળ્યો ઊજાળ્યુ ડગરુ જાણે બદે ફીરતો હીનેં.
સમકાર ભણીન કઇક કરહે એમતે કઇની, ભોંળી નીકળ્યો.
ઓ ટીંટણ જા ખેતેંર ને, ભાત આલી આવજે.
ઓ સિનાળ, હજુ બાહયે ભરાઇ રેતી કની, કામ કેતરુ સે તીની ફોમની મળે ?

લગ્ન ગીતોમાં :
લાડાની લોંડી ઘરશેળી તે સોકો પળે તે વણ સુટી ખાય તે મારી શોક (૨)
આખે કોતળે ડેગરાંની વાળી રે ઝીન્લી રેતીમે ડેગરુ ડબાય રેલું
ઝીન્લી રેતીમે વેવણી ડબાય રેલી.
સીળી મત્યાળી રે લાંબો વેલો લાંબો, ભૂમાંળ્યા મત્યાળાં રે લાંબો વેલો લાંબો.

**લગ્ન ગીતોમાં અને બીજા ગીતોમાં વપરાતા હકારાત્મક શબ્દો :** આ શબ્દો ગુજરાતી ભાષામાંથી આવ્યા હોય એમ લાગે છે. દા.ત. : સાસુ, સસરો, નણંદ, ભાયો, બેની

બેનીને સાશેરી ઘણી દૂર રે બેની ને વાટે દનળો ઊગશે.
ભાયો એખલોની જાય રે બદાને લેતો જાય.

**૬. સંબંધવાચક પર્યાયોથી બનતાં જોડકાં**

| રાઠવા | ગુજરાતી |
|---|---|
| બાહ-બેટા | પિતા-પુત્ર |
| બાહ્-બેટાહુ | પિતા-પુત્રો |
| આશ્ય-બાહાં | મા-બાપ |
| આશ્ય-બેટ્યૂહ્ | મા-દીકરી |
| આશ્ય-બેટ્યૂહે | મા-દીકરીઓ |
| બાહ્-બેટાં | પિતા-પુત્રી |
| ભાઈ-બોનાં | ભાઈ-બહેન |
| કાકોહ-ભત્રીજા | કાકા-ભત્રીજા |
| હાહુહ્-વવેહ્ | સાસુ-વહુ |
| બાબોહ્-આજી | કાકા-કાકી |
| મોટબા-મોટીયા | દાદા-દાદી |
| જીજીહ્-બનેવીહ્ | બહેન-બનેવી |
| મામોહ્-ભાણજેહ્ | મામા-ભાણેજ |
| હાહરોહ્-વવેહ્ | સસરો-વહુ |
| લાડી-લાડ્યાં | વર-કન્યા |
| લાડ્યૂ-લોડો | |
| ભાભીહ્-નણદેહ્ | ભાભી-નણંદ |
| જેઠ-જેઠાણી | જેઠ-જેઠાણી |
| ભાભીહ્-દેવરુહ્ | ભાભી-દિયર |
| ઘણી-ઘણ્યાંશેણ | ઘણી-ઘણિયારી |
| કાક-બાબ્યા | |
| જહ્માશ્ય-હાહરો | જમાઈ-સસરા |
| બાયજીહ્-નણદેહ્ | |
| બાયજીહ્-હાહુહ્ | |
| પારકા-પારકીમે | |
| હગાહગીમે | |
| મામ્મ-ભાણ્યા | |
| ડાહલાં આશ્ય-બાહાં | દાદા-દાદી |

ઉદાહરણ :

રા. બાહ્- બેટાહ્ કેવા આવા બાજી રયા !
ગુજ. બાપ-બેટો કેવા આવી રહ્યા છે !
રા : આશ્રમમે આશ્ય-બાહાં વગરનાં સોરાંને લેય.
ગુજ : આશ્રમમાં અનાથ બાળકોને પ્રવેશ આપવામાં આવે છે.
રા : રમેશ્યો ન કાદવો કાક-બાબયા કની ?
ગુ : રમેશ અને કાદવા પિતરાઈઓ છે, નહીં ?

રા. : તાં કાં પારકા-પારકીમે જવા ?

ગુજ : ત્યાં પારકા લોકોમાં કઈ રીતે જવું ?

રા. : હગા-હગીમે રીજયો બાખી ઇને ભારી ઢીબોળતા.

ગુજ.: સબંધી હોવાને નાતે બચી ગયો નહીં તો એને ખુબ માર પડત.

સંબંધ સૂચવતા વાક્યો અને રૂઢિપ્રયોગો :

રા.: આપણું એકિત આંતળીના.

ગુજ.: આપણી વચ્ચે લોહીની સગાઈ છે.

રા. : ઇને પોહીન મોટો કરેલો એતરે ભાગ આલુત પળે.

ગુજ.: ઉછેરેલો હોવાથી એને મિલકતનો ભાગ મળવો જોઇએ.

રા.: પારકી માંહીંહ્ ઇમને કાં ગણવા ?

ગુજ.: સાવકી માને એમની ક્યાંથી પડી હોય ?

રા.: સેટલી(લાંબલી)હગાઈ એતરે હલા જતે વાર લાગહે.

ગુજ.: સગાંવહાલા દૂર હોવાથી ખબર પહોંચતા વાર લાગશે.

અપેક્ષિત વ્યક્તિ કે વસ્તુની ગેરહાજરી બતાવવા જે તે ને બે વાર બોલવામાં આવે છે.

રા.: બાહ્ બાહ્ની મળે, સોરુ ઘણું રળે, આપણું હું કરી દેવા ?

ગુજ.: બાપ પણ નથી, છોકરુ રડે છે, આપણે શું કરી શકીએ ?

નામ અને તેનો પડઘો 'હ' થી શરુ થાય છે. જણાવેલ વ્યક્તિ કે વસ્તુ કે બીજી તેની સમકક્ષ.

રા. : સોરુની આશ્ય, હાશ્ય હોય તે બોલાવલા.

ગુજ. : છોકરાની મા-બા હોય તો બોલાવો.

પુષ્કળતા દર્શાવવા માટે શબ્દને બે વાર વાપરવામાં આવે છે. અને વચ્ચે 'ત' અક્ષર મુકવામા આવે છે.

રા. : ડેપે જયા તે માહણું ત માહણું તાં કેવી મોટે મે જગા જળવા.

ગુજ. ડેપોમાં ગયાતો ત્યાં ઘણા માણસો હતા, બસમાં જગ્યા કેવી રીતે મળે ?

રા. : ખરેળી વાળી તે માસલાં ત માસલાં હોયલાં, પાણી અટાતે તનુ તનુ હોજયા.

ગુજ. : પાણી રોક્યું તો માછલાંજ માછલાં હતાં, પાણી કાઢ્યું તો કૂદાકૂદ કરવા લાગ્યા.

O

# દેહવાલી બોલી

સી. સી. રાઠવા
અનુવાદ: અરૂણા જોશી

*આદિવાસી સંસ્કૃતિ, ઈતિહાસ અને ભાષાના અભ્યાસી અને દેહવાલી ઢોલના સંપાદક શ્રી ચામુલાલ રાઠવા એ ખાંડબારા, તા.નવાપૂર, જિ.નંદૂરબાર, મહારાષ્ટ્ર ના હાલ નિવૃત્ત થયેલ શિક્ષક છે. અહી દેહવાલી ભાષાનો બીજી ભાષા જોડે તુલનાત્મક પરિચય કરાવ્યો છે.*

મહારાષ્ટ્રના ધૂલિયા જિલ્લાના નવાપુર, નંદૂરબાર, તળોદા અને અક્કલકૂવા તાલુકાઓના કેટલાક લોકો વળવી, વસાવે, પાવરી, ગાવિત, નાહેડ એવી અટકો ધરાવે છે. આ લોકો જે બોલી બોલે છે તેને દેહવાલી બોલી કહેવામાં આવે છે. આ ભાષા બોલનારાઓને દેહવાલ્યા કહેવાય છે. ગુજરાતના ભરૂચ અને સુરત જિલ્લાનાં કેટલાંક ગામોમાં પણ દેહવાલી બોલનારા લોકો રહે છે. તાપી નદીના ઉત્તર અને દક્ષિણ કાંઠા પર બોલાતી દેહવાલીમાં થોડો ફેર છે. નવાપુર, નંદૂરબાર અને સાકરી તાલુકાના કોકણી અને માવચી લોકો કોકણી અને માવચી બોલી બોલે છે. પરંતુ, દેહવાલી બોલી કોકણી અને માવચીથી સ્હેજ અલગ પડે છે.

દા.ત. મરાઠી : તૂ કુઠે ગેલા હોતાસ ?
ગુજરાતીઃ તું ક્યાં ગયો હતો ?
કોકણી : તૂ કઠ ગયેલ ?
માવચી : તૂં કેસ ગોયલો ?
દેહવાલી : તૂં કાંહી ગેયલો ? અથવા તૂં કાં ગેયલો ?

દેહવાલી બોલી મરાઠી કરતાં એકદમ અલગ પડે છે.

દા.ત. મરાઠી : તુઝે જેવણ ઝઆલે કા ?
ગુજરાતી : તારું જમણ થયું કે ?
દેહવાલી : તુયૂઁ માંડો ખાદો કા ?

મરાઠી : તુઝે વડીલ કાય કરતાત?
ગુજરાતી : તારા પિતાજી / બાપા શું કરે છે ?
દેહવાલી : તો બાહકો કાય કેહે ?

મરાઠી બોલનારાને દેહવાલી તરત ખબર પડતી નથી અને દેહવાલી બોલનારાઓને મરાઠી પણ તરત સમજાતી નથી. દેહવાલી બોલી ગુજરાતી અને રાજસ્થાની જેવી લાગે છે અને ગુજરાતી કે રાજસ્થાની

બોલનારાઓને એ તરત સમજાય છે.

દા.ત. ગુજરાતી : આવે છે.
દેહવાલી : આવે હે.
ગુજરાતી : ખાય છે.
દેહવાલી : ખા હે.
ગુજરાતી : રમે છે.
દેહવાલી : રોવે હે.
ગુજરાતી : મારી નાખ.
દેહવાલી : માય ટાક.
રાજસ્થાની : કે હુયો ય ?
દેહવાલી : કાય વેયો ?
રાજસ્થાની : નીંદ ન આવે
દેહવાલી : નીંદ નૉય આવે.
રાજસ્થાની : હથ જોડી.
દેહવાલી : આથ જોડીન.

દેહવાલી બોલી કેટલીક વાર હિન્દી જેવી પણ લાગે છે.

દા.ત. હિન્દી : હમ ખાતે હૈ।
દેહવાલી : આમાઁ ખાતા હા.
હિન્દી : રીના જા રહી હૈ।
દેહવાલી : રીના જાય રીયી હી.
હિન્દી : રામા કયા કર રહા હૈ।
દેહવાલી : રામો કાય કી રીયો હો ?

દેહવાલી બોલી બોલતો ભીલ સમાજ ગીતોના ખૂબ જ શોખીન છે. તેથી આ બોલીમાં લગ્નગીતો છે, ગામદિવાળીએ ગવાતાં પ્રેમગીતો છે. ખાબૂલ્યા દેવનાં ગીતો. અને હોળીનાંય ગીતો છે. આ લોકો લગ્નમાં અને હોળીના તહેવારોમાં ઢોલ વગાડે છે. આ બોલીમાં ઢોલનાગીતો પણ છે. આ કોમનાં લગ્નોમાં વર અને કન્યા બન્ને પક્ષે માંડવો હોય છે. બન્ને માંડવે લગ્નની ધૂમધામ હોય છે. બંને માંડવાઓમાં કોના માંડવે ઢોલ વધુ સારો વાગે છે. (તેનું પણ ગીત છે) તેનાથી શરૂઆત કરવામાં કોઈ વાંધો નથી.

### દેહવાલી બોલીનાં ઢોલગીતો

દેહવાલી

આના ઢોલ કેડો વાજે હે
વાહકાહઁ માંડવે.
સુભાસ ઢોલ વાજે હે

વાહકાહઁ માંડવે હે.
આના ઝેલ કેડોં વાજે હે
પાડકાહઁ માંડવે.
ગણેશ ઢોલ વાજે હે
પાડકાહઁ માંડવે.
ભારી ઢોલ વાજે હે
વાહકાહઁ માંડવે.
કુટલો ઢોલ વાજે હે
પાડકાહઁ માંડવે.
ભાચોં ઢોલ વાજે હે
વાહકાહઁ માંડવે.
ઢોરક્યો ઢોલવાજે હે
પાડકાહઁ માંડવે.

ગુજરાતી
અરે, ઢોલ કોણ વગાડે છે
વસાવાને માંડવે.
સુભાષ ઢોલ વગાડે છે
વસાવાને માંડવે.
અરે, ઢોલ કોણ વગાડે છે
પાડવીને માંડવે.
ગણેશ ઢોલ વગાડે છે
પાડવીને માંડવે.
સુંદર ઢોલ વાગે છે
વસાવાને માંડવે
ફૂટેલો ઢોલ વાગે છે
વસાવાને માંડવે
વરરાજા ઢોલ વગાડે છે
વસાવાને માંડવે
ગોવાળ ઢોલ વગાડે છે
વસાવાને માંડવે.

આવી રીતે વર અને કન્યા પક્ષમાંથી ગીતો ગાતી છોકરીઓ એકબીજાને હલકું વેણ બોલી, નીચું દેખાડી ટીખળ કરે છે. દેહવાલી બોલીમાં આમ તો ઢોલને 'ટોળગો' કહેવાય છે. પરંતુ, ગીતો અને ગાયનોમાં ઢોલ શબ્દ જ વાપરવામાં આવે છે.

લગ્નના માંડવે ઢોલ વાગે છે. એની સંગાથે મંજીરા પણ વાગે છે. યુવક અને યુવતીઓ ઢોલીડાની ફરતે અલગઅલગ વર્તુળમાં નાચે છે. એટલામાં જ કંઇક કારણસર ઢોલ બંધ થાય છે, ને છોકરીઓ ગાય છે. શું ગાય છે?

દેહવાલી

ઢોલા વાલો કાં ગિયો રા ?
ઢોલ બોંદ પોડી ગિયો.
ચાંજી વાલો કાં ગિયો રા ?
ચાંજ બોંદ પોડી ગિયો.

ગુજરાતી

ઢોલીડો કયાં ગયો રે ?
ઢોલ બંધ પડી ગયો
મંજીરાવાળો કયાં ગયો રે ?
મંજીરા બંધ પડી ગયાં.

(અમારો નાચ સરસ જામ્યો હતો અને અમને તો હજુય નાચવું હતું, પણ ઢોલ તો બંધ પડી ગયો. ઢોલીડો કયાં નીકળી ગયો? એની સાથેસાથે મંજીરાવાળો પણ નાસી ગયો? )

માંડવામાં લગ્ન વખતે ઢોલ વાગે છે. યુવક-યુવતીઓ માંડવામાં વર્તુળમાં નાચે છે. નાચતાં-નાચતાં કોઇનો હાથ કે પગ કોઇને લાગી જાય છે, પણ તેની કોઇ પરવા કરતું નથી. એનો વિચાર પણ કરતું નથી. બધા નાચવાની ધૂનમાં હોય છે. પણ એકાદ શરમાળ છોકરી નાચવામાં કોઇનો પગ લાગી ગયો એથી આંટો (વર્તુળ) છોડીને માંડવામાંથી નાસી જાય છે. તેને માંડવામાં નાચતી છોકરીઓ શું કહે છે ?

દેહવાલી

ઢોલ વાજે કાય વાજે
વોરડ્યો ઢોલેરા આમાઁ ભાયોં
નાચાઁ આલીત પાગ લાગ્યોતા
નાહી કેમ પોડી વા રેમા રાંડે.

ગુજરાતી

ઢોલ વાગે શું વાગે
લગ્નનો ઢોલી અમારો ભાઇલો.
નાચવા આવી તે પગ લાગ્યો
નાસી કેમ ગઈ રે રેમા, રાંડ.

(રેમા, તું અમારા માંડવે નાચવા આવી. અમારો ભાઇ વરરાજા ખુદ ઢોલ વગાડે છે, ને એનો સ્હેજ પગ લાગ્યો તો નાસી કેમ ગઇ ?)

અહીં રાંડ શબ્દ ચિડવવા માટે, ટીખળમાં વાપરેલો છે.

દેહવાલી બોલીમાં (ગામ) દિવાળીનાં ગીતો છે, તેમને 'રોડાલીગીત' (એટલે કે પ્રેમગીત અથવા યુગલગીત) કહેવામાં આવે છે. એમાં પણ ઢોલગીતો છે. તે પૈકી એક આ પ્રમાણે છે :

દેહવાલી
તોતા બોયૂઁ વોરાડે આથોં
કહેંડા નિમુતે લાવૂઁ હાઁવા, માઁ મેરાલી જોડી.
તોતા બોયૂઁ વોરાડે આથો
ઢોલૂ નિમુતે લાવૂઁ હાઁવા, માઁ મેરાલી જોડી.
નોવા હાગૂ ઢોલે કાડયો
ઢોલૂ નિમૂતે લાવૂઁ હાઁવા, માઁ મેરાલી જોડી.
ગુજરાતી
તારી બહેનના લગ્નનું નિમત્રંણ મને પણ આપ્યું
આ પ્રસંગે શું લાવવું મારે આ લગ્ન માટે
તારી બહેનના લગ્નનું નોતરું મળ્યું
તો આ નિમિત્તે ઢોલ જ લાવ્યો હું આ લગ્ન માટે

(પ્રિયે ! તારી બહેનનું લગ્ન છે અને તેં મને પણ નિમત્રંણ આપ્યું છે. આ લગ્નમાં ભેટ તરીકે હું શું લાવ્યો હોઇશ ? એક નવો સાગનો ઢોલ મેં બાંધ્યો (બનાવ્યો) છે. એ જ હું આ લગ્નમાં (વગાડવા મ ાટે) લઇ આવ્યો છું.)

બીજું એક ઢોલગીત. એમાં ઢોલીડાને શૂર સિપાહી કે સૈનિકની ઉપમા આપી છે.

દેહવાલી
વાડ્યોમેં કોન સિપાડોં
વાડ્યોમેં કોન સિપાડોં
વાડ્યોમેં ઢોલ વાજે હે
વાડ્યોમેં મોહન સિપાડોં
વાડ્યોમેં મોહન સિપાડોં
વાડ્યોમેં ઢોલ વાજે હે
ગુજરાતી
વાડીમાં કોણ સિપાહી
વાડીમાં કોણ સિપાહી
વાડીમાં મોહન સિપાહી
વાડીમાં ઢોલ વાગે છે

ભીલોના લગ્ન અને હોળીના ઉત્સવમાં ઢોલનું ઘણું મહત્ત્વ છે. ઢોલ વગર માંડવાની શોભા વધતી નથી એવું માને છે.

o

# આપણે આદિવાસી

## હતા, છીએ અને આદિવાસી જ રહીશું .......

અનુવાદ : અરૂણા જોશી

ગુણાજી રામા ગાવિત

ભિક્યા લહાનુ રાઉત

ચિંતામણ ગાવિત

*ધર્માંતર એ છેલ્લાં કેટલાક વર્ષોથી આદિવાસીઓની બાબતમાં કદાચ સૌથી વધુ ચગેલો પ્રશ્ન છે. ખાસ કરીને આદિવાસી સિવાયના માટે! પણ ખુદ આદિવાસીઓનો આ વિષય અંગેનો અભિપ્રાય થોડા સમય પહેલાં દૈનિક 'દેશદૂત' માં આવ્યો હતો તેનો આ અનુવાદ.*

નાસિક જિલ્લાના પશ્ચિમ ભાગમાં આદિવાસીઓની ઘણી વસ્તી છે. તાજેતરમાં જ પેઠ તાલુકામાંના સાદરપાડાના આદિવાસીઓએ ગરીબીને લીધે અને બીજા કારણોસર ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો. આ નવો ધર્મ સ્વીકારેલ આદિવાસીઓએ એ વિસ્તારમાં આવતા ધર્મોપદેશકોના કહેવાથી અને સહાયથી ગામમાં એક ચર્ચ ઊભું કર્યું. કાયરા, સાદરપાડા - આ ગામો ગુજરાત રાજયની સીમાને અડીને જ આવે છે. આ નવા ચર્ચમાં ભેગા થઈને પ્રાર્થના વગેરે જેવા કાર્યક્રમો પણ ચાલુ થયા અને એની સાથે જ આસપાસનાં બીજાં ગામો-ફળિયાઓના લોકો પણ તેમાં સામેલ થવા લાગ્યા અને.......

**કેટલીક ચોક્કસ અને નક્કર ઘટનાઓ :**

મંગળવારનો દિવસ આ તાલુકામાં 'રજા પાડવાનો દિવસ' તરીકે ઓળખાય છે. આ વારે કોઈ ખેતીનાં કામો કરતું નથી. ફક્ત ઘરનાં કામકાજ અને બજાર-ખરીદી વગેરે કામો જ કરે છે. પેઠનું સાપ્તાહિક બજાર તો ગુરુવારે ભરાય છે, પણ મંગળવાર રજાનો દિવસ, માટે મંગળવારે પણ બજાર ભરાય છે. આ રિવાજ આમ તો ઘણો જૂનો છે, તોય સાદરપાડાના આ ખ્રિસ્તીઓએ મંગળવારને બદલે રવિવાર રજાનો દિવસ રહે, એવી હઠ લીધી. દેખીતી રીતે જ ગામ લોકોએ અને ગ્રામપંચાયતે પણ આ માંગણી નકારી કાઢી. અને ત્યાંથી જ વિવાદની શરૂઆત થઈ એમ કહી શકાય. એમાં જ આ નવા-નવા ખ્રિસ્તી થયેલ છોકરાઓને પ્રચાર કરવા અર્થે ઉપલી શાખા તરફથી પગાર મળવા લાગ્યો. તેના લીધે તેમની આર્થિક સ્થિતિ બીજાઓનાં પ્રમાણમાં ઘણી જ સુધરી ગઈ. એમનો લોકોમાં રોફ તો વધ્યો જ, પણ તેમની એકંદર રહેણીકરણીમાં પણ ખાસ્સો ફરક દેખાવા લાગ્યો.

આ આદિવાસી વિસ્તારમાં આદિવાસીઓની સેવા અર્થે આવેલા કેટલાક તલાટીઓ, શિક્ષકો, સરકારી અધિકારીઓ, શાહુકારો, વેપારીઓ જેવા બહારથી આવેલા લોકોએ અહીં ગણેશ ઉત્સવ જેવા કેટલાક ધાર્મિક કાર્યક્રમોની ઉજવણી નવેસરથી જ શરૂ કરી. કેટલીક જગ્યાએ તો મંદિરો પણ બંધાઈ ગયા છે.સપ્તાહ ઉજવવા લાગ્યા છે. જાત્રાઓ શરૂ થઈ છે. તેમજ કેટલાક બ્રાહ્મણી રિવાજો પણ શરૂ થઈ ગયા છે. સુધરેલા શહેરી વિસ્તારોમાં આ પ્રકારના કાર્યક્રમો મોટા પાયે ઉજવાતા હોય છે. તેથી જાણ્યે-અજાણ્યે તે અમે પણ આદરી દીધા છે. સાચું કહીએ તો આપણે આદિવાસીઓ હિન્દુ પણ નથી જ ! હિન્દુઓની ગણેશપૂજા આપણા કોઈપણ દેવની પૂજાવિધિમાં આવતી જ નથી. આપણા મુખ્ય-મુખ્ય દેવકાર્યોમાં ગણેશ, સરસ્વતી, રામ જેવા કોઈપણ દેવનો

સમાવેશ નથી. આપણે આદિવાસીઓ એટલે કે કોંકણી, કોળી, વારલી જેવા લોકો, ડુંગરના ખોળે રહેનારાં, ખેલનારાં, પોતાની રીતે જીવનારાં લોકો છીએ. આપણા જેવા જ આપણા દેવો પણ ડુંગરોમાં વસનારાં તથા જંગલ-રાનમાં ફરનારાં છે.

ડુંગરદેવના આપણે પૂજારી. આપણી સાચી પૂજાવિધિ અને માનતાઓ-બધી જ વાતો ડુંગરદેવ જોડે સંકળાયેલી છે. આ વિધિ વખતે આપણા પૂજારી જે દેવોને નોતરે છે તેમાં ગણપતિ, રામ, વિષ્ણુ જેવા એક પણ હિંદુઓના દેવ તો નથી જ, પણ આપણી આ વિધિની શરૂઆત પણ ગણપતિની પૂજાથી થતી નથી. આપણા પૂજારી કે ભગત જે દેવોને બોલાવે છે, તેમાં તો કનસરીઆઇ, હિરવાદેવ, ગુફામાંની માતા, ચેહૂ, આહુરા, ગાંવદેવ, વાઘદેવ જેવા દેવોનો જ સમાવેશ થતો હોય છે. આ બધી વાસ્તવિકતાઓ સામે જબરદસ્તીથી આદિવાસીઓને બ્રાહ્મણી હિન્દુ ઠરાવી દેવાનો શું મતલબ છે ? પણ કેન્દ્રમાં અને રાજયમાં પણ હિન્દુત્વવાદી સરકાર સત્તા પર આવી તે પછી આ પ્રકાર બહુ જ વધી રહ્યો છે. હમણાંહમણાં તો કેટલીક જગ્યાએ થોડાઘણા સુધરેલા કહેવાતા આદિવાસીઓ લગનમાં પણ બ્રાહ્મણને બોલાવવા લાગ્યા છે. જો કે આમ છતાં આ બામણદેવબાપ્પા ન તો અમારા હાથનું પાણી પીવે છે, કે ન તો બે કોળિયા જમી લે છે. બહુબહુ તો સીધુ (સૂકી ચીજવસ્તુઓ) બાંધીને ઘેર લઇ જાય છે. સાચી સ્થિતિ તો આવી જ છે .

ખ્રિસ્તીઓએ જેમને ધરમની દીક્ષા આપી તેમાંથી મોટા ભાગના લોકોને બિમારી વખતે દવા-ગોળીઓ પૂરી પાડી અને થોડું સારું થયા પછી તરત તેમના પર પવિત્ર પાણી છાંટીને તેમને ઇસુના ટોળામાં સામેલ કરી લીધાં. બાકીનાઓને મોટા પાયે અનાજ પૂરું પાડી જેઠ-અષાઢના મરણિયા દા'ડાઓમાં જીવાડ્યા હતા. માટે જ આ બિચારા-ન પૂરા જાનવર કે ન પૂરા માણસ -એવા આદિવાસીઓ પાદરીઓની આજુબાજુ ભેગા થવા લાગ્યા છે એ પણ સાચું જ છે. આવા સમયે હિન્દુ શાહુકારો, દુકાનદારો પણ પાછળ રહે ખરાં ! એમણે પણ આ મહિનાઓમાં અનાજની ને પૈસાની મદદ પૂરી પાડી અને પાછળથી એ બધું શાહુકારી રીતે વસૂલ કરવામાં પણ પાછું વાળીને નથી જોયું.આ સઘળું ઝીણવટથી જોઇએ તો બંને ધરમના લોકોએ ગરીબ ને ભોળા આદિવાસીને ગમેતેમ કરીને લૂંટ્યો જ છે, એ તો ધરાર વાસ્તવિકતા છે. આ રીતે શાહુકારો લૂંટ, અત્યાચાર અને છેતરામણી પછી પાછો અમારા પર પોતાના ધરમનો સિક્કો મારે એ તો બહુ જ ખરાબ કહેવાય.

નોકરી-ધંધા માટે પોતાની જાતિનો દાખલો જોઇતો હોય છે. તેના પર એક સવાલ હોય છે-તમારા દેવ કયા છે, કોની પૂજા કરો છો?- આ દાખલામાં હિંદુ હોય કે ખ્રિસ્તી, બધા જ આદિવાસીઓ પ્રતિજ્ઞાપત્ર પર પણ શું લખાવે છે તે જોવા-જાણવા જેવું છે. આદિવાસી બિનધાસ્તપણે લખે છે કે અમે ડુંગરદેવની પૂજા કરીએ છીએ. તેમાં ન તો પ્રભુ ઇસુનું નામ હોય છે કે ન હિંદુગણપતિ કે વિષ્ણુ ભગવાનનું. આવી આ ભયંકર સ્થિતિ અમે કેટલાંય વર્ષોથી જોતાં આવ્યા છીએ, અનુભવીએ છીએ અને આગળ પણ અનુભવશું જ !

O

(દૈનિક '*દેશદૂત*', નાસિકના સૌજન્યથી)

# રાઠવાની વાતો

સુભાષ ઈશાઈ

*સુભાષ ઈસાઈ એ છોટાઉદેપુરની કોલેજમાં અંગ્રેજીના પ્રાધ્યાપક છે. આ વિસ્તારના આદિવાસીઓ, ખાસ કરીને રાઠવા સંસ્કૃતિના અભ્યાસી છે. પૂજાવિધિ અને મંત્રોનો વિશેષ અભ્યાસ કરેલો છે.*

છોટાઉદેપુરનો વિસ્તાર પહાડી વિસ્તાર છે. એટલે પહેલાં આ વિસ્તાર 'પાલ' નામથી ઓળખાતો હતો. હાલમાં આ વિસ્તાર 'પાલ'થી નહીં પણ 'રાઠ'નામથી જાણીતો છે. આ વિસ્તારને 'રાઠ વિસ્તાર' શા માટે કહે છે તેની પાછળ પણ ઘણી બધી વાતો છે. આ આખો વિસ્તાર નદીઓ, ડુંગરો તથા જંગલોથી ભરેલો છે. આ આખા વિસ્તારમાં સાતપુડા તથા વિંધ્યાચળની ટેકરીઓ તથા જંગલો છે. સાતપુડાના ડુંગરો (ટેકરીઓ) નર્મદાની ઉત્તરેથી એટલે કે ઉત્તર કાંઠેથી છોટાઉદેપુર સુધી પથરાયેલા છે. અને વિંધ્યાચળનો ડુંગરાળ પ્રદેશ મધ્યપ્રદેશના પશ્ચિમથી લઇને છોટા ઉદેપુરની પૂર્વ બાજુસુધી 'રતમાળ' ના નામે ઓળખાય છે. અને તે ડુંગરો આગળ બારિયા અને તેથી પણ આગળ પાવાગઢ સુધી વિસ્તરેલા છે. આ વિસ્તારમાં રાઠવાઓ રહેતા હોવાથી આ વિસ્તાર 'રાઠ' તરીકે ઓળખાય છે, એવું પણ માનવામાં આવે છે. મુંબઇ ગેઝેટિયર (૧૮૨૫) પ્રમાણે રાઠવા મધ્યપ્રદેશમાંના અલિરાજપુર સાથેના રાઠ વિસ્તારોમાં હતાં પણ ગુજરાતમાં આવ્યા હોવાથી આ પ્રદેશ રાઠ વિસ્તાર કહેવાય છે. અલિરાજપુર રાજ્ય પાંચ ભાગોમાં વહેંચાયેલું હતું. તેનો એક ભાગ 'રાઠ' કહેવાતો હતો, જે છોટાઉદેપુરની જોડે આવેલો હતો. પરંતુ, વખત જતા આ ભાગ ગુજરાતમાં આવી ગયો અને તેમાં રહેતા લોકો 'રાઠવા' કહેવાયા.

આ વિસ્તારની નદીઓમાં મુખ્ય નદી ઓરસંગ છે. ઉપરાંત, નાની નદીઓ જેમકે આની, ઝરવો, વગેરે પણ છે. આશરે ૧૫૦ કિલોમીટર લાંબી ઓરસંગ નદી છોટાઉદેપુર વિસ્તારની સૌથી મોટી નદી છે. તેની સાથે એક ધાર્મિક કથા પણ જોડાયેલી છે. પુરાણોમાં કહેવાયું છે તેમ વ્યાસપુત્ર શુકદેવજીને માના પેટમાં જ જ્ઞાન મળેલું હતું અને તેનો જન્મ ઓર સાથે જ થયેલો, જન્મતાની સાથે જ તે ચાલવા લાગ્યો. જે રસ્તે તે ચાલ્યો, તે સ્થળેથી નદી વહી નીકળી, જે ઓરસંગ કહેવાઇ. આ નદી ચાંદોદ પાસે નર્મદામાં ભળી જાય છે.

ડુંગરોમાં વાઘથળ તથા ઢુંડવાનાં ડુંગરા આદિવાસીઓ માટે દેવ જેવા છે. અને તેમની પૂજા પણ કરવામાં આવે છે. તે સિવાય કોરાજ, કાળિયો, બોળિયો, ભરમો, ઓરિયો, ઢોલિયો વગેરે ડુંગરો પણ આવેલાં છે. ઉત્તરે ડોલોમાઇટ, લાઇમ સ્ટોન, માર્બલ (આરસપહાણ)ની ખાણો આવેલી છે, જે આ વિસ્તારને ખનિજ સંપત્તિથી ભરપૂર બનાવે છે.

આ વિસ્તારમાં જંગલની પેદાશો પણ ઘણી બધી જરૂરિયાતો પૂરી પાડે છે. લાકડું, મહુડાનાં ફૂલ, ડોળી, ટીમરુનાં પાન, કુવેચના બીયા, લાખ, ગુંદર, ચણોઠી ને ઘણાં વૃક્ષો આવેલાં છે, જે ગરીબ આદિવાસીઓને રોજીરોટી મેળવી આપે છે.

આ વિસ્તારમાં વસતા આદિવાસીઓમાં રાઠવા, કોળી, ધાણકા, નાયકા, ભીલ વગેરેનો સમાવેશ થાય છે. સૌથી વધારે વસ્તી રાઠવાઓની છે એટલે કદાચ આ વિસ્તાર રાઠ વિસ્તાર કહેવાય છે, એમ હોઇ શકે. રાઠવા સામાજિક તથા ધાર્મિક બાબતોમાં પોતાનાં અલગ જ રીતરિવાજો પાળે છે. શહેરોની અસરથી દૂર એવાં ગામડાંઓમાં રહેલા આદિવાસી રાઠવાઓ પોતાની રીતે કુદરત સાથે જીવે છે. સામાન્ય કે પછાત એવું જીવન જીવતા આ લોકોની સમાજવ્યવસ્થા અને ધાર્મિક વ્યવસ્થા નવાઇ પમાડે તેવી હોય છે.

રાઠવાઓની કમાણીનું મુખ્ય સાધન ખેતી તથા જંગલોની પેદાશો છે. મોટા ભાગનાં ગામોમાં આદિવાસીઓની પોતાની જમીન છે અને તેમાં તેઓ ઋતુ પ્રમાણે અનાજ અને શાકભાજી ઉગાડે છે. ખેતીમાં ડાંગર, મકાઇ, જુવાર જેવા અનાજ તથા તુવેર, અડદ, મગ, મઠ,તલ, કપાસની પણ વધુ પ્રમાણમાં પેદાશો જોવા મળે છે. જોઇતા પ્રમાણમાં અનાજ તથા શાકભાજી રાખીને બાકીનું વધેલું વેચી દેવામાં આવે છે. જેમની પાસે જમીન નથી હોતી એવા આદિવાસીઓ મહેનત-મજૂરી કરે છે. જંગલની પેદાશો જેમકે મહુડાનાં ફૂલ, ડોળી, ટીમરુનાં પાન, કુવેચનાં બીયાં, લાખ , ગુંદર, ચણોઠી, આંબલી, આમળાં,બોર, જાંબુ, ટીમરુ (એક પ્રકારનું ફળ), ચારોળી, લાકડા, વગેરેનું વેચાણ કરીને જીવન જીવતા હોય છે. જો કે હવે આ મહેનતુ આદિવાસીઓ ગુજરાતના મોટા શહેરોમાં રસ્તાઓ તથા મકાનનાં બાંધકામની મજૂરી કરવા પણ જાય છે.

રાઠવાઓમાં હાલમાં ભણતરનું પ્રમાણ વધ્યું છે. તેઓમાંથી જ કેટલાક નિશાળ, કૉલેજોના શિક્ષકથી લઇને નાયબ કલેક્ટર સુધી પહોંચ્યા છે. સરકારી યોજનાઓના અમલથી તેમનું જીવનધોરણ ઊંચું લાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે. ભણતર તથા શહેરી સંપર્કને કારણે આ જાતિની અસલ સંસ્કૃતિ ધીમેધીમે લુપ્ત થઇ રહી છે. પણ છતાંય ઊંડાણના કેટલાંક ગામડાંઓ કે જ્યાં શહેરોની કોઇ અસર નથી ત્યાં આજે પણ અસલ રાઠવી જીવન જીવતા લોકો જોવા મળે છે.

**ગામ રચના :**

ગામની રચના એકદમ સહેલી.અને સરળ હોય છે. ગામમાં પોતપોતાની જાતિનાં અલગ ફળિયાં હોય છે. જે-તે જાતિનું ફળિયું જે-તે જાતિનાં નામથી ઓળખાય છે, જેમકે સતીદા જાતિનું ફળિયું સતીદા ફળિયું કહેવાય છે. દેવ કે ઝાડનાં નામ પરથી પણ ફળિયું ઓળખાય છે, જેમકે બાબાદેવનું ફળિયું, આંબલીવાળું ફળિયું, વગેરે. ગામના ઉપરના ભાગમાં આવેલું હોય તે ઉપલું ફળિયું અને નીચેનાં ભાગમાં હોય તે નીચલું ફળિયું, એવી રીતે પણ ફળિયાઓની ઓળખ થતી જોવા મળે છે. દરેક ફળિયાની એક મુખ્ય શેરી હોય છે. ગામને છેડે ભાગોળ હોય છે. ગામમાં કે ગામની બહાર ખતરીદેવ રાખવામાં આવે છે. ગામમાં બાબાદેવનું થાનક પણ હોય છે. આવા થાનકો તથા દેવનું દરેક પ્રસંગે પટેલ અને ભૂવા દ્વારા પૂજન કરવામાં આવે છે. માટીના ઘોડા, વાઘ, ઊંટ કે ઘેટું મૂકવામાં આવે છે. લાકડાના ઘડેલા ખૂંટા પણ રોપવામાં આવે છે. વાર-તહેવારે અહીં કૂકડાં-બકરાં મારવામાં આવે છે. ગામના ઢોરોને ચરાવવા માટે એક ગોવાળ રાખવામાં આવે છે, જે ગોરી કહેવાય છે. ગામના દરેક ઘરમાંથી ગોરીને રોટલા તથા શાકનું ભાથું આપવામાં આવે છે.

ઘરના માણસો પણ ઢોરોને ચરાવવા માટે લઇ જતા હોય છે. ગામમાં બધા ઘરનો ભેગો ઉકરડો રાખવામાં આવે છે. ગામના બધાનો કૂવો પણ એક જ હોય છે જેમાંથી પાણી ભરવામાં આવે છે. ખેતરો ગામની બહાર હોય છે. ખેતરોમાં પણ કૂવા હોય છે. ઘણી જગ્યાએ ફળિયાનો પણ અલગ કૂવો હોય છે. ઘણું કરીને ગામ નદીના ઢોળાવ પર હોય છે. નદીને કોતેળું કહેવામાં આવે છે.

**સમાજ રચના :**

ગામનાં બધા ઘરના વડીલો ભેગાં થઇને એક માણસને ગામના વડા તરીકે પસંદ કરે છે. જેને ગામનો પટેલ કહેવાય છે. ગામની દરેક વ્યકિત એને માન આપે છે. પટેલ ગામના બધા શુભ-અશુભ પ્રસંગોએ વ્યવસ્થા જોવાનું કામ કરે છે. ગામમાં એક ભૂવો હોય છે, જે ગામનો ધાર્મિક ગુરુ કહેવાય છે. ગામના દરેક પ્રસંગે ભૂવાની જરૂર પડતી હોય છે. તે સિવાય મંદવાડ હોય છે ત્યારે પણ સૌથી પહેલા ભૂવો જ બોલ ભણીને, ધૂણીને મંદવાડ દૂર કરવાનું કામ કરે છે. કોઇ પણ વિધિ કરવાની હોય, અલગઅલગ બાધા છોડવાની હોય, ત્યારે આ બધા કાર્યો બડવા જ કરતા હોય છે. ગામમાં બીજા ભૂવાઓ પણ હોય છે, અને એ લોકો પણ આવી વિધિઓ કરાવતા હોય છે. ગામમાં એક પૂજારી પણ હોય છે. પૂજારી તથા પટેલ લગ્નની વિધિ કરાવે છે. તે ઉપરાંત હોળી પ્રગટાવવાનું કામ પણ પૂજારી કરતો હોય છે. ચૂલની (અગ્નિ પર ચાલવાની) બાધા પૂજારી કરાવે છે. આ ત્રણ જણાં ગામના શુભ-અશુભ પ્રસંગોનું ઘ્યાન રાખે છે. તેને લગતી વિધિઓ ગોઠવે છે. ગામમાં રહેતા એક હરિજનને કોતવાલ બનાવવામાં આવે છે, જે પટેલનાં કામમાં મદદ કરે છે. ગામમાં કોઇ તહેવાર ઉજવવાનો હોય અથવા કોઇ મરી ગયું હોય તો કોતવાલ આખા ગામમાં તેની જાણ કરે છે. આખું ગામ એક સંપથી રહેતું હોય છે. ગામમાં ઉજવવાના તહેવારોની ગોઠવણ પટેલ, ભૂવો તથા પૂજારી અને ગામના વડીલો ભેગાં થઇને નક્કી કરે છે. ગામ પર હુમલો થાય અથવા ગામમાં ધાડ પડે ત્યારે આખું ગામ ભેગું થઇને સામનો કરે છે.

**ઘર રચના :**

ઘરની ગોઠવણ સાદી હોય છે. ઇંટોની કે વાંસની તથા તુવેરના સાંઠા બાંધીને તેને છાણ-માટીથી લીંપીને ભીંતો બનાવવામાં આવે છે. ઘરનું છાપરું વાંસનાં કામળાં બાંધીને ઉપર નળિયાં ગોઠવીને કે તાડનાં પાંદડા નાખીને બનાવવામાં આવે છે. છાપરું બંને બાજુએ ઢળતું રાખવામાં આવે છે. ઘરમાં છાણ-માટીનું લીંપણ કરવામાં આવે છે. સ્ત્રીઓ તેમાં ઓકળી પાડે છે. ઘર લાંબુ બાંધવામાં આવે છે. આગળ ઓસરી બાંધવામાં આવે છે. લાકડાના થાંભલા મૂકવામાં આવે છે. આગળના ભાગમાં ઢોર બાંધવાની ગમાણ રાખવામાં આવે છે, તે 'કુડ' કહેવાય છે. ઓસરીની પાછળ રસોડું હોય છે, જેમાં એક નાની બારી રાખવામાં આવેલી હોય છે. રસોડું અંધારિયું



હોય છે. રસોડામાં ઘરનો સામાન રાખવામાં આવે છે. એક ખૂણામાં ચૂલો હોય છે. અનાજ ભરવા માટે કોઠી રાખવામાં આવે છે. જે 'મોહટી' કે 'મુસદ્દી' કહેવાય છે. તેને બહારથી છાણ-માટીનું લીંપણ કરવામાં આવે છે. રાંધવાના સાધનોમાં રોટલા બનાવવાનો માટીનો મોટો તવો (તાવડી) હોય છે, જેને 'ઠીકરું' કહેવામાં આવે છે. દાળ, શાકને માટીના હાંડલામાં કે તપેલીમાં બનાવવામાં આવે છે. હલાવવા માટે લાકડાનો ચમચો રાખવામાં આવે છે, જેને 'ચાટવો' કહેવામાં આવે છે. મરચાં વાટવા માટે પત્થરનો ખલ વાપરવામાં આવે છે. દાળ વાટવાના પત્થરને 'લોદિયો' કહેવાય છે. ઓસરીમાં એક ખૂણામાં ડાંગર ખાંડવાનો (છાડવાનો) ગોળ ખાડાવાળો પત્થર જમીનમાં જ દાટેલો હોય છે. ડાંગર ખાંડવા માટે મૂસળ રાખવામાં આવે છે. ઓસરીમાં અનાજ દળવાની ઘંટી રાખવામાં આવે છે. ઘરમાં અનાજ, શાકભાજી ભરવાની નાની-મોટી ટોપલીઓ હોય છે, જેને 'ચારલી' કહેવાય છે. ઘરને વાળવા માટે કે સાફ કરવા માટે વાંસનો સાંવરણો કે તાડનાં ડાંડાની સાવરણી હોય છે જે 'બાહડો' કે 'બોહડી' કહેવાય છે. ખેતી કરવા માટે હળનો ઉપયોગ થાય છે. તેમજ, અનાજ કાપવા માટે દાતરડાંનો ઉપયોગ થાય છે. ઘરમાં હથિયાર તરીકે પાળિયાં અને તીરકામઠાં હોય છે. પાળિયું એટલું તીક્ષ્ણ અને ધારદાર હોય છે કે તેના એક જ ઝાટકાથી માણસનું કે બકરાનું માથું વઢાઈ જાય છે. રાઠવાઓ તીર ચલાવવામાં પણ હોંશિયાર હોય છે. દૂરનું નિશાન, પછી તે ગમે તેટલા અંતરે હોય, તેને પણ તેઓ તત્કાળ પાડી આપે છે. ઘરમાં ઢોલ, પીદ્દી (ઢોલ કે નગારું વગાડવાનો દંડો) રાખે છે; જે લગ્નમાં, મેળામાં કે તહેવારોમાં વગાડવામાં આવે છે.

ઘર લાંબુ બાંધવામાં આવે છે. અંદર પ્રવેશ કરવા માટે બહારની બાજુએ દરવાજો મૂકવામાં આવેલો હોય છે. ઘરમાં દાખલ થતાં ઘરની બહાર તરફ જતાં ચારેક હાથ ઊંચું લાકડાનું પાણિયારું બનાવવામાં આવેલું હોય છે, જેને 'માળી' કહેવાય છે. તેની ઉપર બે-ત્રણ પાણીનાં માટલાં હોય છે. પાણી કાઢવા માટે તુંબડીના ડોયાનો ઉપયોગ કરવામાં આવે છે. ઘરમાં સામાન મૂકવા માટે લાકડાનું કે વાંસનું માળિયું બનાવેલું હોય છે. ઉપર ચઢવા માટે વાંસ કે લાકડાની નિસરણી બનાવેલી હોય છે. ઘરમાં ઓસરીના એક ખૂણામાં અથવા રસોડામાં જુદાજુદા પ્રસંગે પૂજવા માટે લાકડાનો એક થાંભલો રોપેલો હોય છે, જેને'ખાંભલી' કે 'ઘારની બેડી' કહેવામાં આવે છે. ઘરની આગળ બારી હોતી નથી, પરંતુ બારણાં જ હોય છે, જેને 'કમાડ' કે 'કામેટું' કહેવાય છે. ઘરમાં જેમજેમ માણસો વધતા જાય તેમતેમ આગળ ઓસરી તથા પાછળ રસોડું બાંધીને ઘર લંબાવવામાં આવે છે. ઘર ગમે તેટલું લાંબું થાય, તો પણ તેમાં પ્રવેશ માટેનું બારણું તો એક જ રાખવામાં આવે છે. ઘરની ચારે બાજુ ખુલ્લી જમીન હોય છે, જેને 'વાડો' કહેવામાં આવે છે. વરસાદની ઋતુમાં તેમાં શાકભાજી ઉગાડવામાં આવે છે.

નવું ઘર બાંધવાની જગ્યા નક્કી કરવા માટે બડવા (ભૂવા) ને બોલાવવામાં આવે છે. બડવો અડદના દાણા નાંખીને જુએ છે કે તે જગ્યા સારી છે કે ખરાબ છે. બડવાએ નક્કી કરેલી સારી જગ્યાએ ઘર બાંધતા પહેલાં વિધિ કરવામાં આવે છે.

નવું ઘર બાંધવાની વિધિ કરવા માટે પટેલને તથા બડવા (ભૂવા) ને બોલાવવામાં આવે છે. ઘરના વડીલો તેમને કામમાં મદદ કરે છે. ઘરની એક કુંવારી છોકરીને કૂવે પાણી ભરવા માટે મોકલવામાં આવે છે. પાણી ભરીને એ કુંવારી છોકરી પાછી આવે અને ઘડો ઉતારે એટલે પટેલ એને સવા પાંચ કે સવા અગિયાર રૂપિયા આપે છે. જ્યાં નવું ઘર બાંધવાનું હોય, ત્યાં એ પાણી રેડવામાં આવે છે. કંકુ, ચોખા કે ફૂલ ચડાવીને દીવો પ્રગટાવીને પૂજન કરવામાં આવે છે. પછી જ પાયાનું ખોદકામ કરીને ઘર બાંધવાની શરૂઆત કરવામાં આવે છે.

મોટા ભાગે રાઠવાઓ ભેગા રહેતા હોય છે. ઘરનાં બધા માણસોની સંખ્યા પચ્ચીસ થી ત્રીસ જેટલી હોય છે. કુટુંબમાં દાદા-દાદી, માતા-પિતા, ભાઈ-ભાભી, કાકા-કાકી, બાળકો બધા સાથે જ રહે છે. કુટુંબના બધા

સભ્યો દાદા-દાદીને માન આપે છે. વડીલો કહે તે પ્રમાણે બધા ઘરનું કામકાજ કરે છે. પુરૂષો ખેતીકામ, મજૂરીકામ કરે છે. સ્ત્રીઓ ઘરનું કામ કરે છે. ઘરડાંઓ નાનાં બાળકોને સાચવે છે. બધા ભેગા રહેતા હોવાથી એકબીજાનો સારી રીતે ખ્યાલ રાખે છે.

**રોજનાં કામ :**

રાઠવાઓ સવારે વહેલા ઊઠે છે. કૂકડો બોલે એટલે સવાર પડી એમ માનવામાં આવે છે. વહેલી પરોઢે ચંદ્રને જોઇને પણ સમય નક્કી કરવામાં આવતો હોય છે. ઠંડીની ઋતુમાં 'હીજાળિયો તારો' (શુક્રનો તારો) જોઇને સમય નક્કી કરવામાં આવતો હોય છે. સ્ત્રીઓ દળણું દળવા બેસે છે. દળતાંદળતાં ગીતો ગાય છે. અનાજ દળીને રોટલા બનાવે છે તેની સાથે શાક કે દાળ બનાવે છે. મકાઇના લોટને આગલા દિવસે સાંજે પાણીમાં પલાળી રાખે છે. સવારે મીઠું નાંખી ગરમ કરીને રાબડી બનાવે છે. રોટલા જોડે દાળ કે શાક ખાવામાં આવે છે. સાથે રાબડી પીવાય છે. ઘરના પુરુષો વહેલાં ઊઠી જાય છે. દાતણપાણી પતાવી, રોટલા ખાઇને હળ તથા અન્ય ખેતીનું સામાન લઇને વહેલાં ખેતરે પહોંચી જાય છે. મજૂરી કરનારાં મજૂરીએ જાય છે. સ્ત્રીઓ ઘરકામ કરે છે. ઢોરોની ગમાણ સાફ કરે છે. ઘરનું આંગણું વાળી-ઝૂડીને પાણી ભરે છે. બપોરે સ્ત્રીઓ ભાથું લઇને ખેતરે જાય છે. ખેતરમાં એકાદ ઝાડ નીચે બેસીને બધા સાથે ભાથું ખાય છે. થોડીક વાર આરામ કરીને માણસો પાછા કામ શરૂ કરે છે. સ્ત્રીઓ ઘરે આવીને સાંજનાં ભોજન (વાળુ)ની તૈયારી શરુ કરી દે છે. પુરૂષો સાંજે ઘરે આવે છે. ગરમ પાણીથી સ્નાન કરે છે. પછી પાછા બધા સાંજનું જમણ સાથે ભેગા મળીને ખાય છે. ખાઇ- કરીને બધા વાતોએ વળગે છે. વાર્તાઓ કહેવાય છે. હસવા જેવી વાતોને 'ગપ્પી' કહેવાય છે. સાંજે બધા વહેલાં સૂઇ જાય છે.

**કમાણીનાં સાધનો :**

કમાણીનું મુખ્ય સાધન ખેતી છે. મોટે ભાગે બધા પાસે પોતાની જમીન હોય છે. જમીન ન હોય તેવા લોકો મજૂરી કરે છે તથા જંગલોની પેદાશો પર જીવતા હોય છે. ખેતીમાં અલગઅલગ પ્રકારના પાક લેવાય છે, જેમાં મકાઇ, ડાંગર, અડદ, જુવાર, કંપાસ, તુવેરનો સમાવેશ થતો હોય છે. શાકભાજી પણ ઉગાડવામાં આવે છે. જરૂર પડતું અનાજ તથા શાકભાજી રાખીને બાકીનું વેચી દેવામાં આવે છે. અલગઅલગ જમીનમાં અલગઅલગ પાક ઉગાડવામાં આવે છે. જમીન પણ અલગઅલગ પ્રકારની હોય છે જેમકે કાળી જમીન (મારવું), રેતાળ જમીન, કાચલો, ગોરાળું, ટેકરું - એવી બધી જમીન હોય છે. જમીનના પ્રકાર પ્રમાણે ખેતી કરવામાં આવે છે. ખેડૂતો મોટે ભાગે ચોમાસુ પાક લે છે. જેમની પાસે કૂવાની સગવડ હોય તેવા ખેડૂતો શિયાળુ પાક પણ લે છે. જેમની પાસે કૂવો ન હોય અને તે છતાંય જો શિયાળુ પાક લેવો હોય, તેવા ખેડૂતોને જેની પાસેથી પાણી લેવાનું હોય, તેવા ખેડૂતને ખેતીનો અડધો ભાગ આપવો પડે છે.

**ખોરાક અને તંદુરસ્તી :**

ખોરાકમાં મુખ્યત્વે મકાઇ કે જુવારના રોટલા અને શાક કે અડદની દાળ ખાવામાં આવે છે. મરચું વધારે ખવાય છે. ઘરમાં લાલ મરચું, મીઠું, લસણ અને આદુની ચટણી કાયમ રાખવામાં રાખે છે અને તેને 'તીખુ-મીઠું' કહેવામાં આવે છે. શાક કે દાળ ન હોય ત્યારે રોટલા પર આવું તીખુ-મીઠું લઇને ખવાય છે. ઉભડક પગે બેસીને ખાય છે. ડાબા હાથમાં થાળી પકડવામાં આવે છે. ઘણીવાર ખાખરાનાં પાનામાં પણ લઇને ખાવામાં આવે છે. સવાર-સાંજ મકાઇના લોટની રાબડી પીવામાં આવે છે. શાક વઘારવા માટે મહુડાની ડોળીનું તેલ વપરાય છે.

ઘરમાં જ ડોળી પીલીને તેલ કાઢવામાં આવે છે. ઘરે દૂધાળાં ઢોરો હોય, તો ઘી, દૂધ, દહીં ખાય છે. ઘીને 'ચોપડ' કહેવામાં આવે છે. ક્યારેક ભાત રાંધવામાં આવે છે. તેને 'કોદરી' કહેવાય છે. કેળાની ઋતુમાં કોદરીમાં કોળું નાખીને રાંધવામાં આવે છે. લગ્નમાં અને કોઇના મરણ પ્રસંગે બારમાને દિવસે દાળભાત રાંધવામાં આવે છે. તહેવારોમાં અને પિઠોરાની વિધિમાં અડદની દાળનાં ઢેબરાં બનાવે છે. હોળીના તહેવારમાં પાપડ-પાપડી બનાવાય છે. તેઓ માંસાહારી છે. તહેવારોમાં અને મહેમાનો આવે ત્યારે મરઘી બનાવવામાં આવે છે. હોળીમાં તથા દશેરાના દિવસોમાં બકરો કાપવામાં આવે છે.

મોટા ભાગના પુરૂષો બીડી પીવે છે. પોતાની બીડી પોતે જ ટીમરુનાં પાનમાંથી બનાવે છે. ઘરમાં ટીમરુંનાં પાનાં રાખતા જ હોય છે. નજીકનાં મોટા ગામમાંથી કે શહેરમાંથી છુટ્ટી તમાકુ લાવે છે, જેને 'ભાંગ' કહે છે. ટીમરુંનું પાંદડું તોડીને તેમાં ભાંગ ભરીને બીડી વાળવામાં આવે છે. મહેમાન આવે ત્યારે તેમને પણ આવું પાંદડું અને ભાંગ આપવામાં આવે છે.

રાઠવાઓ નશો કરવાનાં શોખીન છે. ઉનાળામાં તાડી પીવે છે. બધાનાં ઘરના વાડામાં કે ખેતરમાં તાડનાં ઝાડ હોય છે. તાડનાં પાંદડાંના મૂળમાંથી કાપીને તે જગ્યાએ માટલી બાંધે છે, જેને 'ઢોચકી' કે 'પોકચું' કહેવાય છે. તાડનાં પાંદડાં કાપીને માટલી બાંધવામાં આવે, તેને 'તાડ સેકવો' એમ કહેવાય છે. ઘરનાં નાનામોટા બધા જ તાડી પીવે છે. તાડીની ઋતુમાં આખો દિવસ તાડી પીને મસ્ત રહે છે. ખાવાનું પણ વધારે ખાતા નથી. ભૂખ લાગે ત્યારે તાડી પી લેતા હોય છે.

મહુડાનાં ફૂલોનો દારૂ ગાળે છે. તેઓ દારૂને 'હરો' કહે છે. લગ્નમાં તથા તહેવારોમાં જાતે જ દારૂ ગાળે છે. મોટેભાગે દારૂ ગાળવાનું કામ સ્ત્રીઓ જ કરે છે. કૂવા જોડે ખાડામાં જ્યાં પાણી ભરાયું હોય ત્યાં, કોતરમાં, નદીમાં કે ખેતરમાં - જ્યાં પાણી હોય ત્યાં દારૂ ગાળવામાં આવે છે. બધાના ઘરમાં આખું વરસ ચાલે તેટલાં મહુડાનાં ફૂલો રાખેલાં હોય છે. દારૂ ગાળવાની ભઠ્ઠીને 'ભાટી' કહે છે. એક મોટા માટલામાં જેને 'ગોળું' કહેવાય છે, તેમા કોહવાયેલાં મહુડાં તથા પાણી ભરવામાં આવે છે. પાણીની જગ્યાએથી થોડે ઊંચે ચૂલો સળગાવીને તેની ઉપર ગોળું મૂકવામાં આવે છે. ગોળાનાં મોઢાં પર તવા જેવું માટીનું વાસણ ઊંધું મૂકવામાં આવે છે, જે 'ઉંધાછત્યું', 'દાટિયું' કે 'બાબરું' કહેવાય છે. તેને માટીથી બંધ કરી દેવામાં આવે છે. બાજુમાં કાણું પાડીને વાંસ કે થોરિયાનું પોલું લાકડું માટીથી જોડવામાં આવે છે, જેને 'નળો' કે 'હરસ્યો' કહેવામાં આવે છે. નળાનો એક છેડો પિત્તળના ઘડામાં નાખીને માટીથી તેનું મોઢું બંધ કરવામાં આવે છે. ઘડાને 'દેગડી' કહેવામાં આવે છે. દેગડીને પાણીમાં મૂકવામાં આવે છે. ગોળુંમાં મહુડાની વરાળ ઊભી થાય છે તથા નળામાંથી તે દેગડીમાં આવે છે. દેગડી પાણીમાં હોવાથી વરાળ ઠંડી થાય છે ને તેનો દારૂ બને છે.

રાઠવાઓ શરીરે બળવાન અને મહેનતું હોય છે. શરીર પર થોડી પણ ચરબી જોવા મળતી નથી. પુરૂષોની ઊંચાઈ આશરે સાડા પાંચ ફૂટ જેટલી હોય છે. મહેનત-મજૂરીને લીધે શરીર તંદુરસ્ત અને કસાયેલાં હોય છે. માંદગી હોય ત્યારે ભૂવા પાસે જઇને તેનો ઇલાજ કરાવે છે. ભૂવાના ઇલાજથી સારું ન થાય તો જ દવાખાને જાય છે. તેમનામાં સહનશક્તિ ઘણી હોય છે. શરીર પર ગમે તેટલા ઘા પડ્યા હોય, તીર વાગ્યું હોય કે જંગલી જાનવરે હુમલો કર્યો હોય, તે છતાં પણ ચલાય તેમ હોય તો તેવી પરિસ્થિતિમાં પણ તેઓ ચાલતાં જ દવાખાને જાય છે. દુખાવાની કોઇ ફરિયાદ કરતા નથી. ચૂપચાપ દર્દ સહન કરી લે છે.

**પહેરવેશ :**

પુરૂષો ઘણું કરીને ગોઠણ સુધીનું ધોતિયું પહેરે છે. કેટલાંક કેડે લંગોટી વીંટાળે છે, જે 'કોહટી' કહેવાય છે.

કેડે રૂમાલની જેમ ધોતી કે શાલ પણ વીંટાળે છે. તેની ઉપર પટ્ટો કે કંદોરો પહેરે છે. ખમીસ પહેરે છે, જેને 'ચાખલું' કહે છે. ખભા ઉપર પટ્ટીઓ લગાડીને બટન લગાડેલાં 'ચાખલાં' પહેરે છે. નીચેની બાજુએ કાપો મૂકી તેની ઉપર પટ્ટી સીવેલી હોય અને તેમાં બટન ટાંકેલા હોય તેવાં ચાખલાં (ખમીસ) બધાને બહુ ગમતા હોય છે. ચાખલાંને આગળ પટ્ટી તેમજ બે ખિસ્સાં હોય છે. માથે ફાળિયું કે રૂમાલ બાંધે છે. ઘણા યુવાનો ફુમતાંવાળો રૂમાલ માથે બાંધતા હોય છે. આંખની બાજુમાં છૂંદણાં કરાવે છે, જેને કાનચાવણી કહેવાય છે. ડાબા હાથ પર પોતાનું નામ છૂંદાવે છે. કાંડે કડું પહેરે છે, જેને 'ભોરિયું' કહેવાય છે. બાવડા પર પણ કડું પહેરવામાં આવે છે, જેને 'આમલિયું' કહેવાય છે. આ કડાં ચાંદીનાં હોય છે. કાનમાં પણ ચાંદીની વાળી પહેરવામાં આવે છે.

સ્ત્રીઓ કચ્છ મારીને ઘેરદાર છીંટવાળાં ઘાઘરા (ચણિયા) પહેરે છે. તેની ઉપર લાલ રંગની સાડી પહેરવામાં આવે છે, જેને ચણિયા પર તેની જેમ જ કચ્છ મારીને લપેટવામાં આવેલી હોય છે. શરીરે ફૂગ્ગાબાંયનો કબજો પહેરે છે. તેઓ ઘરેણાંની ઘણી શોખીન હોય છે. ગળામાં રૂપિયાના સિક્કાવાળી ચાંદીની હાંસડી પહેરે છે, જેની કિંમત આશરે ત્રણેક હજાર જેટલી હોય છે. કાનમાં ચાંદીનાં વીંટલાં, કેરિયાં કે ટોકરિયાં પહેરે છે. નાકમાં કાંટો (ચૂની) પહેરે છે. બાવડે ચાંદીના 'બાવડિયાં' પહેરે છે. પગમાં પણ ચાંદીના કડલાં પહેરે છે. તેની કિંમત આશરે ચાર હજાર જેટલી હોય છે. શરીર પર છૂંદણાં છૂંદાવે છે. હાથ પર નામ છૂંદાવે છે. આંખ પાસે કાનચાવણીઓ તથા દાઢી પર દોઢી છૂંદાવે છે. ઘૂંટણથી ઉપર પગનાં અંદરના ભાગે 'આળો' લખાવે છે. ચાંદલા, પાવડર, લિપસ્ટીકનો ખૂબ ઉપયોગ કરે છે. કીડિયા(ઝીણા પ્લાસ્ટિકના મણી) ની માળાઓ જાતે બનાવીને પહેરે છે. વાળમાં પ્લાસ્ટિકનાં ફૂલ અથવા વેણીઓ નાખે છે. ચોટલામાં રંગીન રિબીનો તથા ઊનની દોરીઓ નાંખે છે. ગામડાંની છોકરીઓ સેંથામાં પૂરેલાં સિંદુરનો અર્થ જાણતી હોતી નથી. તેથી સિંદૂરને પણ શણગાર જ સમજીને કુંવારી છોકરીઓ પણ સેંથામાં સિંદૂર લગાડે છે. તહેવારોમાં ગાલ પર લિપસ્ટીક લગાડીને તેની ઉપર ઝરી (ઝીગ) લગાડે છે. યુવાન છોકરાં-છોકરીઓને ભડક રંગો વધુ ગમતા હોય છે. લાલ, લીલો, પીળો, કેસરી, જાંબલી, પોપટી, ભૂરો- આ બધા તેમના માનીતા રંગો છે. આ રંગનાં કપડાં પહેરવાનું તેઓ વધુ પસંદ કરતા હોય છે.

**ધર્મ અને માનતાઓ :**

રાઠવા જાતિ હિંદુ ધર્મ સાથે ભળેલી છે, તે છતાંય તેમનાં અલગ રિવાજો અસ્તિત્વમાં છે. બડવા (ભૂવા)ની ક્રિયાઓમાં હિન્દુ ધર્મના દેવદેવીઓનાં નામ આવે છે, તે છતાંય એ લોકો પૂજા તો તેમના દેવની જ કરે છે. તેમના દેવતાઓમાં ખાસ કરીને ખતરી દેવ, પિઠોરા દેવ કે બાબો પિઠોરો, વાકટો દેવ કે બાબો વાકટો, ટુંડવો દેવ કે બાબો ટુંડવો, ઇંદ્રરાજા, ઝોટિંગ દેવ, રતમાળ દેવ વગેરે છે. શહેરોના સંસર્ગમાં આવવાથી હિન્દુ દેવદેવીઓને પણ તેઓ પોતાના દેવ માને છે.

રાઠવા જાતિમાં ઘણી પેટાજ્ઞાતિઓ છે. એકજ પેટાજ્ઞાતિમાં લગન થતાં નથી. આવી પેટાજ્ઞાતિઓ સભદા, ઓહરિયા, કનાહ, બડોડિયા, કટોલિયા, મુડાળની, ધારવા, મહાણિયા, જમુરા, ચગોડિયા, માળિયા, તળાવેલા, ભાભરિયા, લુહારિયા, ચુહાણિયા, બામણિયા, સાંપલિયા, બારિયા, ડોડવા વગેરે છે.

બધા ગામોમાં દેવ તથા ખતરીનું થાનક (સ્થાન) હોય છે, જે દેવ કહેવાય છે. ગામલોકો દર વર્ષે દેવને કૂકડાં તથા બકરાંનો ભોગ ચડાવે છે. જો ભોગ આપવામાં ન આવે તો ગામને નુકસાન થાય એવું માનવામાં આવે છે. એટલે દેવને ખુશ રાખવા માટે દર વર્ષે કૂકડાં-બકરાં તથા દારૂનો ભોગ આપવામાં આવે છે.

આ પ્રજા ઘણી જ વહેમીલી તથા અંધશ્રદ્ધાળુ છે. ઘરમાં માંદગી હોય, ખેતી બરાબર ન થતી હોય કે ઢોરો મરી જાય ત્યારે એ બાબતને દેવનો કોપ માનીને બધા ભેગા મળીને બાબા પિઠોરાની માનતા માને છે. છોકરું માંદું

રહેતું હોય ત્યારે કુંવારિયા કે હમાણિયાની બાધા રાખે છે. ભૂત, પલીત, ડાકણ બધામાં આ પ્રજા વિશ્વાસ રાખે છે. કોઇ પણ માંદગીને વળગાડ સમજે છે. તેને દૂર કરવા માટે બડવા (ભૂવા) પાસેથી બડવઇ (તાંત્રિક વિધિ) કરાવવામાં આવે છે. સારું ન લાગે તો જ દવાખાને જવામાં આવે છે. ડાકણનાં નામથી અતિશય ડરે છે. રાત્રે ઘરની બહાર નીકળતા નથી. રાત્રે ભૂત, પલીત તથા ડાકણો ફરવા નીકળે છે એવી માન્યતા છે. ગામની જ કોઇ સ્ત્રી ડાકણ હોય છે. ડાકણ કોઇ પણ જાનવરનું રૂપ લઇ શકે છે અને રાત્રે હવામાં એક જગ્યાએથી ઊડીને બીજી જગ્યાએ પહોંચી શકે છે. ડાકણ પોતાનો વારસો ગામની જ બીજી કોઇ સ્ત્રીને આપતી જાય છે. ડાકણ મંત્રો બોલીને પોતે પસંદ કરેલી સ્ત્રીને રાત્રે સ્મશાનમાં બોલાવે છે. ત્યાં સ્મશાનમાં એ સ્ત્રીને લોહી પીવડાવીને કે જીવતો કાચિંડો ખવડાવીને ડાકણ મંત્રો શીખવે છે. ડાકણ લોકોનાં કાળજાં ખાય છે એવું માનવામાં આવે છે. જો બડવો (ભૂવો) એમ કહે કે ગામમાં કોઇ સ્ત્રી ડાકણ છે તો પછી તે સ્ત્રીને ગામલોકો ગામમાં રહેવા દેતા નથી. ડાકણના નાક-કાન કાપીને ગામની બહાર કાઢી મૂકવામાં આવે છે, અથવા તો પથરા મારીને મારી નાંખવામાં આવે છે.

તહેવારો :

રાઠવાઓ તહેવાર ઘણા ઉમંગથી ઉજવે છે. બધા તહેવારોમાં ખૂબ નાચ-ગાન કરવામાં આવે છે. તેમના ખાસ તહેવારોમાં હોળી, દશેરા, દિવાળી, ઇંદને દિવાસો છે. હોળી અને દશેરામાં મેળો ભરાય છે. આ મેળાઓમાં પણ ઘણાં નાચ-ગાન થાય છે. હોળી અને દશેરો નક્કી તિથિએ જ ઉજવવામાં આવે છે. તે સિવાયના તહેવારો ગામલોકો ભેગા થઇને નક્કી કરે તે દિવસે ઉજવવામાં આવે છે. દરેક ગામમાં દિવાળી, ઇંદ ને દિવાસાનો તહેવાર અલગઅલગ દિવસે ઉજવાય છે જેથી એક ગામનાં લોકો બીજા ગામમાં જે-તે તહેવાર ઉજવવા કે ખાવા જઈ શકે. આ લોકો એક સંપથી રહેતા હોય છે. ગામમાં ખેતીવાડી બરાબર ન થતી હોય, માણસો વારંવાર માંદા પડી જતા હોય કે વધારે મરણ થતાં હોય કે વધુ પ્રમાણમાં ઢોર-ઢાંખર મૃત્યુ પામતા હોય, ત્યારે તે બાબતને દેવનો કોપ સમજીને તહેવારોની ઉજવણી બંધ રાખે છે.

O



*ગુજરાતી અને મરાઠી બેઉ ભાષાઓમાં ઘણું સામ્ય છે. બેઉ રાજ્યોની સમાન સીમા પર બોલાતી ભાષા-બોલીમાં એક બીજા પરનો ભારે પ્રભાવ જોવા મળે છે. અહીં એક ગુજરાતી ફકરાનું આદિવાસી ભાષા બોલીમાં અનુવાદ રજૂ કર્યો છે. વાચકો એ સહુની વચ્ચે તુલના કરી જોઈ શકે એવો એમાં આશય છે.*

રાઠવી

ઈતિહાસનો એક ની સે- નબળાનું હાસુ હોત માનવામેં આવતુ, જેર માતાનું ખોટું હોત માનવામેં આવે સે આદિવાશ્યૂ પરજા ખાલી બીજાવના કાવાદાવા લીદે પસાળ પળી જેય સે એમ કેવુ બરાબર નીં મેં. નવી વાટ હોદવા માટે પોતામેંની કમી જાણીને હીખવુ વારૂ ગણાય. આદિવાશ્યૂનો ગુનો હું એનું ભોળપણ સે ? અશ્મયુગના હત્યાર વાપરવાનું આજે હોત તેયા સોણ્યું નીં મેં, અચે સે ? મન મેશી મઝે લૂંટવાનો તેયાનો સ્વભાવ સે ? નીં નીં, તેયાનો હૌથી મોટલો ગુનો સે ગનાનની નીપજ ને બરાબર ઉસેર નીં કરવો તે. કોય એખ સમાજ અગોળ સાલે સે તે ખાલી હત્યારને પૈહા ને જોરે નીં. તેયા સમાજની બદી પેઢી, આવનાર પેઢી હોર કંઇ નવું મશીને જતી હોય સે. અગોળનું મળેલુ બદુજ ગનાન વિદ્યાની કે સાસ્તરની જેમ હાસવી જાણે સે. જૂનલુ હોય કે નવલુ, કોયપુણ સંસ્કૃતિ માતી થાયસે તે તંદુરસ્ત ભણતરને લીદે.

પંચમહાલી ભિલી

જમાંનાથી લખાયલાં સોપડાંમ નિયોમ સે કે બળ વગરનાનું હાસું વે તાં હુદુ તીન હાસુ ગણવામાં કોન આવતુ. અન બળવાળાનું ખુટું વે તાં હુદું માંનવામાં આવે સે. આદિવાસી પરજા બીજાંના કાવાદાવા થી પસેળરી ગઇ સે. ઇમ કિવું બરુબર નથી, નવો રસ્તો કાડવા પુતાનામાં કમિ વે તી પારખાતાં હિકવું પડે. આદિવાસીયુંનુ દોષ હુ ઇની ભુળપણ સે ? જૂના જમાંનામાં જી હથિયારું વાપરતા તી હજુ ઇનાંય સુડ્યાં નથી ઇ સે ? કે મન મિલિન આનોંદ કરવો ઇ ઇનાંનો અસલ સ્વભાવું સે ? ના, ના ઇનાંનો મુટો દુષ સે ઇજ્ઞાન નીં મીળવવું અન ઇજ્ઞાંન વાપરતાં નીં હિકવેનું. કુઇ હમાજ અગેડ વદે સે તી હથિયારું અન ધનનાં જુંરીં અગેડ નથી વદતો, હમાજ ઇની આવનારી પીડી હારુ કઇક મિલિન જાય સે. અગેળ મીળવીલું ઇજ્ઞાંન વધેયના કે શાસ્ત્રુંના રૂપમાં જાળવી જાંણે સે. જૂની કે નવી હંસ્કૃતિ અસલના ભણતરને લીદે બળવાંન બણે સે.

પાવરી

ઈતિહાસન એક નિયમ સે. ગરબન હાજં બી બાત્ત ઠરવલં. હાજલાન ખુટંબી ખરં ઠરતલં, આદિવાસી માણહે દુહરામ કાવબાજમાય ફસલ રોયલા, ય હાજ ની સે. નવીન વાટ હુદણેનકરી સ્વોતાંનજે મેહનતન કામ સે. આદિવાસીન દોષ તિંદરા ભુલાપળામ સે ? ચ્યા જુંડલા આથ્યારે વાપંનેહે સુડ્ય નાહા તિનામ સે ? તિંદરં સ્વોતાન આનંદ લેણેન હાવભાવ સે ? નાહા. તિંદરં આખા રોયને દોષ તેવી ઓક્કલન વાપર, હાજ માર્ગ ની હુદણેન કારણ સે. એકૂજ સમાજન હાજલા રસ્તાપર લાગલા, ચ્યા આથ્યારે એને માલમત્તા નિંમદે એને જુરપર ની. ચ્યા જેરતેર સમાજન આગલા પિઢીનકરી કાયતેબી નવલં સુડીન જાતલા. પેહ્લે આખં જમવલં ઓક્કલ, વિદ્યા એને આથ્યારે ય ટિકાવણેહે હિકતલા. જુંડલં ઓહે નિતે નવલં ઓહે ય આખં રુઢીમાય લેતલા. ય હાજ શિક્ષણ તહં.

ડુંગરી ભીલી

ઈતિહાસવનો એક નેંમ હેં: ''નબળાનું સત્ પોણ મૉન્ય નેં થાતું'' આદિવાસી લોક બીઝાઓના કાવાદાવાહી પાસળ પડી ગો હેં, એવું કેંવું બરાબર નીહીં હેં. નવી વાટ એરવા વાસ્તે પોતાની કમી ઓળખતાં હીરખવું ઝોઇઝેં. આદિવાસીનો દોહં એંણું પોળવણ હેં. અશ્મયુગનાં અથિયાર વાપરવાનું આઝ પોણ સોરું નહીં હેં ; અ હેં મન મુકીનં આણંદ કરવાનો એણો સભાવ હેં? નહીં, નહીં, એંણાનો બત્તા હી મોટો દોહ ગનાંનની નેંપઝ નં સાસુ 'સંવર્ધન' નેં કરવું એ હે. કોઇ પોણ સમાજ પરગતીની વાટે ઝાય એંણું સિવાય અથિયાર નં રૂપિયાંના ઝોરે નહીં. એંણા સમાઝની અરેક પીઢી આવતી પીઢી વાસ્તે કોંયક નવું મૂકીને ઝાય હેં. અગળ મેળવેલું બત્તું ગનાંન વિદ્યા ક પોથીના રૂપમા પેગું કરી ઝોંણેં હેં. ઝૂનું કે નવું એં, કોઇ પોણ સંસ્કૃતિ બળવતી બનેં હેં, ઓંણાં નરવા સિક્ષણ હી.

ભાંતુ

ઈતિહાસા કા એક નિયમ હ. કમજોરા કી સચી બાત ભી હી મા ન, અ ન બહાદુરા કા ઝુટ ભી ભગવાના કા બોલ માનતે હ. આદિવાસી જનતા ખાલી દુસરે કે કાવેદાવે કે વજસ ગેલા રહી ગવડી હ યો બાત ઈંતણી સાચ કડ હ. નવે રસ્તે પર ચાલણ લીય અપણે આપમ ક્યા કમીયો હ ઉનકુ જાણના એક અચ્છી બાત હ. આદિવાસી ય કા ભોળે હોણા બો ક્યા ઈનાકા ગુન્હા હં ? જુને હથિયાર વાપરન કા ઈનુ આજમી નાહી છોડ્યા હ. બો ગુન્હા હં ? ના, ઉનકા સબસ બુદ્ઘા ગુન્હા હોય તો ઉનકમ બુદ્ઘીયા કા યોગ્ય આયોજન નાહી કરના બો... કોઈ ભી સમાજ તરક્કીયા કે રસ્તે પર જાતા હ, પણ ખાલી હથીયાર અ ન પૈસે કે જોરા પર નાહી.... ઉસ સમાજકી પેઢી અપણે આવણ વાલી નવી પેઢીયા ક લીય કાઈ નવા ઘરી જાતી હ. જુના હોય ક નવા, કોઈ ભી સમાજ શક્તિશાલી તબ હોતા હ જબ બો અચ્છા શીક્ષણ પ્રાપ્ત કરતા હ.

કુંકણા

ઈતિહાસના એક નિયમ આહા, 'નબળાનાં સત્ય પણ નીં માનાય, હન બળવાનનાં અસત્ય પણ માનવામાં યેહે' આદિવાસી લોક દુસરાને કાવાદાવાથી પાછળ રહી ગીયેલ આહા ઈસાં માનુલા બરોબર નીં મીળ. નવી ગોટ શીખતાં પહેલાં ખુદ પદરની કમી કાય આહા તીં શીખુલા પહેલી જરૂર આહા. ભોળપણ આદિવાસીના દોષ આહા ? જુને જમાનાનાં હથિયાર તીર કાંમઠાં નીં છોડલ તો તેહના દોશ આહા ? મનથવી હન નાચુલા કુદુલાના સ્વભાવ તેના દોષ આહા ? નીં-નીં. તેહના સૌથી મોઠાં દોષ આહા- નવાં જાણુલા માટેના ઉત્સાહની કમી. જ્ઞાન મેળવુલા માટેની ધગશની કમી. તે માટે યોગ્ય મહેનત નીં કરુલાના તેહના સ્વભાવ, કોઈ સમાજ પ્રગતી કર હ તો કેવળ હથિયાર હન પૈસા ના જોરે નીહીં. તે સમાજની દરેક પીઢી નવે પીઢી માટે કાંહી તરી શીખ થેવી જાહા. આગલે પીઢીનીં મેળવેલ જ્ઞાન વિદ્યા કા શાસ્ત્રને રુપમાં તે જતન કરી જાણતા હા. પ્રાચીન હવા કા નવા-આધુનિક, કોઈ પણ સમાજ હન લોક બળવાન હુયતા હાત તંદરસ્ત શિક્ષણના કારણે જ.

દેહવાલી

ઈતિહાસૉંમ એહેંડો નિયમ હાય કા નોબલા લોકાહાં ખેરી ગોઠબી માન્ય નાહાઁ વેઅતી આન જોરાવાર લોકાહાઁ ગોઠબી માનાંમ આવેહે. આદિવાસી જનતા ઈત્તર લોકાહાં લોબાડીકી ફાચણા હોરકાહા એહેંકી માનૂલો બોરાબોર નાહાં. નોવ્યા વાટ્યા હોદા ખાતોર સોવતાહા મેરી કમજોરી હોદા કાડૂલો જુરુલ્યો. રેહે. ભોંલોપોણો ઓ આદિવાસીહી દોસ હાય કા ? નાહા નાહા, આપો જોં ગ્યાન હોય તો જતન નાઁય વેરૂલોં ઓ મોડો દોસ હાય. એગદૌ સમાજ જી પ્રગતી વેહે તી આથ્યારે આન ધન દૌલત ઈયાહાંકી નાહાં વેઅતી. તિયા સમાજામેને હરેક પિડી આલારી નોવી પિડી ખાતોર કાય તેબી નોવીન થોવી જાહી. આન તી નોવીન પિડી પેયલોં ટોલવૂલોં બાઠોં ગ્યાન વિજ્ઞાન નેત શાસ્ત્ર ઈયા સેવાંમ ટિકવાઁ હિકેહે. સંસ્કૃતિ -કેહ્યીબી- આમીં વે કા આગલી વે હારા નિરગૂ શિક્ષણાંકીજ મોજબૂત વેઅહે.

અહિરાણી

ઈતિહાસના યેકે નેમ શે : "દુબળા માનોસનં ખરંબી ખોટં વ્હસ, બલવાનનં ખોટંબી ખરં વ્હસ." તશે પાહ્ય તે આદિવાસી જનતા બાકીનાસ્તા કહટમુળે માંગે આશે મ્હનનંબી બરોબર વ્હનાર નહીં. નવીન વાટા કાઢાનં આપલી લંગડી બાજૂબી પાવ્હાલે પાહિજે. આદિવાસીસના દોશ ત્યાસ્ના મનના મોઠપનમા શે? ત્યાની અશ્મયુગમજારલા હત્યારં વાપરનં આજૂન સોડં નહી, હઊ શે ? ત્યાના ચારીપાય આનંદ ભોગાના સભાવ શે ? નહી, તશે આજિબાત નહી, ત્યાના સગળાત મોઠા દોશ મ્હનજે જ્ઞાનની નિપજ આનિ જ્ઞાનની નીટ વાઢ વ્હઉ દેનં નહી, હાઊ શે. સમાજ પ્રગતી કરસ તો ફક્ત હત્યાર આનિ પૈસાસના જોરવર નહી. ત્યા સમાજની પરત્યેક પિઢી પુઢલી પિઢીકર્તા કાહીતરી નવં માંગે સોડી જાસ, આગોદાર સગળં જમાડેલ જ્ઞાન, વિદ્યા નહિથે શાસ્ત્ર આશાખાલ ટિકી વ્હાસ. જુની રાહો નહીથે આત્તાની, પરત્યેક સંસ્કૃતી ચાંગલા શિક્ષનમુળે બળકટ વ્હસ.

O

# ડોંગોરની રાણીનાં લગીંન

સંપતભાઇ વાઢુ

*ડાંગના આદિવાસીઓમાં પ્રચલિત પરંપરાગત વાર્તા. - મૂળ કુંકણા ભાષામાં જ.*

ડાંગની પૂર્વ પટ્ટીવર મોરઝીરા, ચીંચલી, ગારખડી જીસાં ગાંવાં આનેલ આહાત. ગુજરાત મહારાષ્ટ્રની હદ અઠુન જ પસાર હુય હ. અઠુન જ ઉંચા ઉંચા ડોંગોરની હારમાળા આનેલ આહા. સહ્યાદ્રીની પર્વતમાળામાં એ વિસ્તારના ડોંગોર સૌથી મોઠા આહાત. સળોટા, સાલેર, ટકાર્યા, અળવટે, કોઠયાગઢ, આટાળા, મોર્યા, માકડિયા, ઘોંગડિયા. જામનકડા, હાંડી, સેંદવડ, માંગ્યા, તુંગ્યા, નાહળ્યા, લાંબોળિયા, પાંચ પાંડવ, ગવળણની સાત બીહનેશ, ઘામણે, દૂધગઢ, ફૂલગઢ, રાયકાકડ, ગવુળગઢ, પાન કાકડ, સેન કાકડ, તુળશીગઢ હન નડગે પહાડ જીસા ડોંગર આનેલ આહાત.

યે અખા ડોંગોર સાલેરદેવીના લગીંનમાં આનલ ઇસી એક ગોટ આહા. તી ગોટ અઠ દીઘેલ આહા. અખેલા ગમીલ ઇસી આશા.

અનાદિકાળની ઇ ગોટ આહા.

એ ઘરતી વર તાહાં માત્ર દેવલોક રહત. ઝાડ, ડોંગર, દગડ, ખૂંટ એવ તેવ હીંડી શકતાત. કોઇ વસ્તુ સ્થિર નીં હતી. બઘાલા વાચા હતી. કોઇવર કોઇનાં બંઘન નીં હતાં. ડોંગર એવ તેવ હીંડત. ઝાંડા એવ તેવ ઘાંવદત હિડત. એ ઘરતી વર દેવનાં રાજ હતાં.

સળોટા નાંવના પર્વત રાજાની સાલેર નામની બિહનીશ હતી. સળોટાનીં બિહનીશનાં લગીંન સ્વયંવરથી કરુલા નક્કી કેં. સળોટાનીં તેના સગાસ ડોંગોરલા બોલાવી લીઘાં. કોઠયાગઢ સાંગ:'માં કોઠારની સંભાળ રાખીંન. ખાવાડુલા અખી જવાબદારી માંની'. હાંડી ડોંગર સાંગ : 'પાણીની વ્યવસ્થા માંને માથે'. સગાસ બઘા સળોટા હન સાલેરની ચુંભુત રહુલા મંડનાત.

અખે ડોંગોરાના પોળશાનાં હન સાગીનાં ઝાડાની ગોળા હુઇને સભા ભરની. સભામાં નક્કી કે કા, આપણે કઠ તરી પોળી જાંઉ. સાલેરદેવીનાં લગીંન આહા. આજું તરી મોઠલે મોઠલે ડોંગોર યેતીલ. આપલાં પાનાં ખુડી ટાકતીલ. સાગી હતેત ડાંગમાં આનેત. પોળશાનાં ઝાડાં સાલેરને તેવ ગેંત.

બઘા પર્વતરાજા ગોળા હુઇનાત. માંગ્યા તુંગ્યા દોઘી ભાવળી આનાત. વામનિયા, ઘામણ્યા દોઘી ભાવળી આનાત. નાહળિયા તાંબળિયા અનાત. પાંડવગઢના પાંચ પર્વત આનાત. ગવળણની સાત પર્વતરાણે આનેત.

માંગુન ટકાર્યા, અટાળા, મોર્યા, માકડયા, ઘોગંડ્યા, ઘાંઘળા, જામનકડા આનાત. ટકાર્યા હન ભમુપર્વત આનાત. પાલઘટયા આના. સાલેરદેવી સજીઘજી હન બીસનેલ હતી. બઘા ડોંગોરદેવ ઇસા જ માનત કા સાલેરદેવીનાં લગીંન માં હારીં જ હુઇલ. સાલેરદેવી માલા જ પસંદ કરીલ.

સાલેરદેવીનીં ટકાર્યાલા પસંદ કેં. પાલઘટયા તીં હેરી હન બળી મરના. ટકાર્યાલા નાંવ તીસાં સાંગુલા

મંડના. ટકાર્યા હન પાલઘટયા મારામારી સુધી ઇ ગેત. બધા ડોંગોરનીં વચ્ચે પડીને મારામારી થાંભવી. સળોટાલા ખોટાં લાગનાં. અખા ડોગોર સાંગુલા મંડ્નાત કા ગડે જીં સળોટા સાંગીલ તીં જ ખરાં. તીં જ માનુલા પડીલ.

સળોટાની વિચારાં- ''આજ કાય માંની દશા હુઇની ? બિહનીશને માટે માલા નીચાં હેરુલાં પડનાં ? ટકાર્યા કા પાલઘટના હારીં માંના વેર હુઇન જ. એકલા ખુશ કરીંન તે દુસરા નારાજ હુઇલ. રગીં ભરીલ. એને કરતાં માંને બિહનીશ હારી માં જ લગીંન કરીંન !

સળોટાનીં ઇસાં સાંગાં ત અખે ડોંગોરમાં હાહાકાર હુઇગે. સૌથી વધારે દુઃખ સાલેરદેવીલા હુઇનાં. - 'દેવા, ઓ માના ભાઉસ આહા કા દુશ્મન ? ભાઉસ હુઇને બિહનીશ હારીં લગીંન કરુલા વિચાર હ તો ત ગડે કીસાક ભાઉસ ?' સળોટા ઊભા ઊભા ખુશ હુયેં કર. સાલેરદેવી તેને સુંબુર ગી હન પોટામાં એક કચકચાવીને લાત મારી. સળોટા ઢોંગા હુઇગે. સળોટા પણ ખીજવાઇના. એક પોશીની ઇસી હિંમત ? બારીક બિહનીશની ઇસી હિંમત કા મોઠે ભાઉસલા ભરી સભામાં લાત મારી ? સળોટાની કટાર કાહડી. સાલેરદેવીનાં નાક, ગાલ, હન બુબુ કાપી ટાકાત. તેમાંસુન લોહીને જાગાવર દૂધ નીંઘનાં. દૂધ વહત વહત ડાંગ તરફ આનાં. તેની પૂર્ણા નદી હુઇની. જઠ ગાલ પડના તઠ ગારખડી ગાંવ હુઇનાં નાક પડનાં તઠ નાકવઝરા નાંવ પડનાં. બધે હાહાકાર હુઇગે. દેવલોક પણ વિચાર કરુલા મંડનાત. ડોંગોર પણ હાલ ચાલ વગર પડી રહનાત.

ભગવાન દેવ ગુરુનીં તરત જ જાહેર કે કાં ''આતાં દેવ સિવાઇ કોની તરી હીલચાલ નીં કરી શકુના. જે જઠ આહાત તે તઠ જ રહજા''. ડોંગોર તઠ જ રહનાત.

હજારો વરીષ માગુન માનુષ જનમના. ભગવાનનીં તેલા સાલેરદેવીની ગોટ સાંગી. દશરાવર સાલેરદેવી વર મેળા ભરુલા સાંગા.

- કોઠ્યાગઢ કોઠી જીસાજ દિસ હ.
- હાંડી ડોંગોર વર ખૂબ પાણી આહા.
- સાગી ડાંગમાં પોળલે. ડાંગની જાગ વખણાય જ હ. સટાણા બાજુ પોળશ પોળલ. તેવ સાગ નીં મીળત.
- સળોટા વાંકા જ આહા.
- પૂર્ણા નદી સાલેર વરહુન નીંઘી ડાંગમાંથી પસાર હુઇને નવસારી નજીક અરબી સમુદ્રલા મીળ હ.

O

(કુંકણા ઢોલ, ૩ માર્ચ ૧૯૯૯ માંથી)



# ઘુડાન કાણી

સુભાષ પાવરા

*પાવરા સમાજમાં આ વાર્તા પ્રચલિત છે. આ સમાજમાં ઘોડાનું ધાર્મિક મહત્ત્વ છે. પાવરા, રાઠવા અને અન્ય ભીલોમા પૂર્વજોને માટીના ઘોડા અર્પણ કરવાની પ્રથા છે. ઈતિહાસ કથા અને મિથોને ભેગી કરનારી આ કથામાં આકાશમાં ઉડનારા ઘોડાની પાંખો કેમ કાપવામાં આવી તેનું વર્ણન છે-મૂળ પાવરી ભાષામાં જ.*

ખુપ ખુપ વરહન પેલ દેવન રાજય ઓત. ચ્યા રાજય દેખણેહે ખુપ ખુપ સેટા મુલખમ ઘુડાપર બોઠીન ફિરતા ઓતા.લઢાઇન વેલે ઘુડાન વાપર કરતા ઓતા. તિના ટાઈમહ ઘુડાન ફાકા ઓતા. રાજા ફાકાન ઘુડાપર બોઠીન હુરગન વાટે ફિરતા ઓતા. જિના મુલખમ જાણૂ ચે ઉતાલા પોહચતા આવત ઓત.

તિના ટાઈમહ રાજાફાંટા, ગાંડાઠાકૂર, કુભાયા, કુદૂરાણા, ખાટયા યા દેવ રાજા ઓતા. ચ્યા જાહગીદાર, જુરવાર ઓતા.તિંદરી અગલ કાહ્યાજ દેવન ચાલતી ની ઓતી. તિનૂપાહા ફાકાન ઘુડા ઓતા. તિંદરી શક્તિ તિનૃ ઘુડાપરચ ઓતી. ચ્યા કાહ્યાબી રાજાહાતે લઢાઈ કન્નૂ. રાજા જિંકણૂ કઠીણ વેલે ફાકાન ઘુડાપર બોઠીન નાહી જાતલા ઓતા. ઈનૂ પાસૂન આખા દેવહ ખુપ ત્રાસ ઓયણેહે લાગ્યા. તહલાજ દેવીહીબી ત્રાસ દેણેહે લાગ્યા. આખા દેવરાજા ત્રાચ્યા.

તિના ઘુડાન ચાકર (સેવા કન્નારુ) હાવલ્યા પાંડર ઓતૂ. ચ્યૂ ઘુડાહા ચારા, પાણી આપતલૂ. અલગ અલગ પ્રકારે ઘુડાન ચાકરી કરતૂ ઓતૂ. ઈનૂ ઘુડાન ફાકા તુવણેહે ખુપ દેવન પ્રયત્ન કહ્ય ઓત. પુણ જમ્ય નાહા. ત્રાસલા દેવરાજે દેવન ઈના હાવલ્યા પાંડરહ લાસ આપલી, તિને એક ખાંડ તિયાર કહ્ય. તિના ખાંડા કરીન રાતી ઘુડાન ફાકા તુડીન ચ્યૂ નાહી ગયલૂ એને વંડાન ડુંગરમ જાઇન લિકાઇન રચણે લાગલૂ. તેદી રચને ઘુડાન ઉડણેન શક્તિ નષ્ટ ઓયલી. તેવી રચને ઘુડા ઘરતીપર ઘવણેહે લાગલા. ઘુડાન અગલા દુય પાયહાતે દુય બાજૂ ભોવરા સેતાહા. ચ્યા ફાકાન નિશાણી સેહે એહે કોયતલા.

ઘુડાન ફાકા તુટલા તેવી જાહગીદાર, જુરવાર રાજાંહા હોરગન વાટે જાતા ની આવતલ. તિંદરી શક્તિ કમી ઓયી. ચ્યા લઢાઇમ આરાયણે લાગ્યા. દેવ,દેવીહી ત્રાસ કમી ઓયૂ.

રાજપૂત આદિવાસી સમાજમ દેવમાય કાદવન ઘુડા રચતલા. વાઘદેવ પૂજણેન દિહી હાગન દુય ખુટા રુપતલા. હેળાન ચારાન પાચ નિતે હાત પુલ્યા બાંધીન દેવમાય ઘુડાન ચારુ કરીન ટાંગતલા. દેવપૂજણેન પેલ ઘુડાહા હેંદરન ટિલા લાગાડીન પૂજા કરતલા. ઓલતા ઈતર દેવન પૂજા કરતલા.

ઈના સમાજમ દહરાન દિહી જિને ઘર ઘુડૂ ઓહે તિનાહા આરતી કરીન હેંદરન ટિલા લાગાળીન સજાવિન પૂજા કરતલા. તે દિહી ઘુડાહા ઘવળાવતલા.

o

(પાવરી અંક -૨ માંથી ઑગષ્ટ-૧૯૯૮)

# ભાઈ-બુનની વારતા

પીનલ માવી

*પંચમહાલના આદિવાસીઓમાં પ્રચલિત પરંપરાગત વાર્તા. - મૂળ પંચમહાલી ભાષામાં જ.*

હાત ભાઇને એક બુન હતી. એક દન હાત ભાઇને બુન ઉજાડમાં હિકાર રમવા ગ્યા તા. તેમની બુનને તરહ લાગી. તે કેહવા લાગી કે દાદા મન તરહ લાગી. તારે તેના મોટા ભાઇએ કીદુ કે જયાં બગ ભમે તાં તળાવ સે તાં તુ જા તે તાં ગઇ પાણી ના મળે. તેને ઘણી જ તરહ લાગી તી. પાણી કયાંથી લાવવું. પછી તેને મોટે ભાઇએ વડલે ચડાવી ને કીદું કે ઉપર પોલામાં પાણી સે એમ કરીને તેને સડાવી પછી મોટા ભાઇએ ભાલડી સડાવી એમ એક પછી એક પછી એક પાંસ ભાઇએ ભાલડી છોડી પણ ભાલડી તેને વાગી ન હતી, તરાં પછી હાતમાં ભાઇનો ભાલડી છોડવાનો વારો આયો. હાતમો ભાઇ ભાલડી સોડવા ના પાડે સે અને કે સે કે હું મારી બુનને ભાલડી ને છોડું ને મારું ભલે આજ હિકાર ન મળે તો કંઇને પણ ના છોડું. એમ કરીને તેને ના છોડી. તરાં પછી છઠ્ઠા ભાઇએ ભાલડી છોડી અને તે ભાલડી તેની બુનને વાગી અને મરી ગઇ. એમ તેને મારી તેને કાપી ને તેના કટડા કર્યા. અને હાત ભાઇના હાત વાટા પાડયા. વાટા પાડીને હાત ભાઇએ હાત વાટા લી લીધા વાટા લીને છ ભાઇઓ ઘેર ગ્યા. છેલ્લા ભાઇએ કીદુ કે તમુ સાલતા થાઓ. અને હું થોડી વાર રહીને આવું છું. એમ કરીને વાહે રહી ગયો. અને તેની બુનનો જે વાટો લીધો તો તે વાટો જમીનમાં ખાડો ખુદીને દાટી દીદો. અને ગાંગરતો જઇને ઘેર ગયો.

તરાં પછી જયાં ખાડો ખુદીને વાંટો દાટયો હતો. ત્યાં વાહેણ ઉગી. એક દન જોગીડું ત્યાં જઇન સરકયું. જોગીડે વાહેણ ભાળી અને વિસારવા લાગ્યો કે આ વાહેણ કીતરી મોટી સે ઇની વાંહળી કાઢે એવું સે. એમ કરી જોગીડે વાહેણ કાપી અને તેની વાંહળી બનાવી. તરાં પછી જોગીડો વાંહળી વગાડતો વગાડતો હાત ભાઇના ઘેરમાં નીકળ્યો તરાં પછી ઘેરમાંના નાના નાના સોરા જોગીડા ન ભાળવાં દોડયાં જોગીડું વાંહળી વગાડતુ જઇને મોટા ભાઇને ઘેર ગ્યું. અને વાહળીમાં ગીત ગાવા લાગ્યો.

-વાગ વાગ વાંહળી, વાગ વાગ વાંહળી આયું તારા મોટા ભાઇનું ઘેર.  
- હું વાગું જોગીડા, હું વાગું જોગીડા આયુ મારા વેરી નું ઘેર.

તરાં પછી વાંહળી ને વાગી અને જોગીડું એક પછી એક છ ભાઇના ઘરોમાં ફર્યો અને તરાં પછી જોગીડો વાંહળી વગાડતો જઇને સેલ્લા ભાઇના ઘેર ગ્યો અને વાંહળી વગાડવા લાગ્યોને વાંહળીમાં ગીત ગાવા લાગ્યો.

- વાગ વાગ વાંહળી, વાગ વાગ વાંહળી આયું તારા સેલ્લા ભાઇનું ઘેર.  
-હું વાગું જોગીડા, હું વાગુ વાંહળી આયુ મારા નાના ભાઇનું ઘેર.

એમ કરીને જોગીડું હાત ભાઇને ઘેર ફર્યું અને વાંહળી વગાડતાં જાય જોગીડાને હાતે બધા સોરા હાત ઘરોમાં ફર્યા અને આહે-પાહેના મનખા કેહવા લાગ્યા કે આ જોગીડો વાંહળીમાં હું કે સે કે હામળો હાંમળો વાંહળીમાં હું ગીત ગાર્ય સે. એમ સેહ્લા ભાઇના ઘેર વાંહળી વાંગી. તરાં પછી સેહ્લે જોગીડાને ખાવા આલ્યુ અને તેને હુવાડયો. જોગીડાએ વાંહળી માથા નીચે મેલીને હુઇ ગ્યો. તરાં પછી નાના ભાઇએ વાંહળી જોગીડા પાહેથી છાની છાની લી લીધી ને ઇના ઘરની વાંહળી જોગીડાના માથા નીસા મેલી દીધી.

તરાં પછી હવારમાં જોગીડો વાંહળી લીને જાતો રહ્યો. ને જોગીડાની વાંહળી લઇને તેને કબલામાં નાંખી દીધી તરાં પછી નાનો ભાઇને તેની બૈરી રોજના ખેતરમાં કામ કરવા જાતા રે. હાંજે કામ કરીને પાસાં ઘેર આવે ઘેર આવીને ભાળે તો માલેડીયે પાણી ભરીલું ઘેરમાં ભાળે તો ખાવાનું બનાવેલું.

તરાં પછી હવારમાં પાસાં બે જણા ખેતરમાં કામ કરવા જાતાં રહ્યા ને બપોરનાં ઘેર પાસા આવ્યા આવીને ભાળે તો વાંહેદું કાઢીલું, પાણી ભરીલું, ખાવાનું બનાવેલું. તરાં પછી બે જણાં વિસારવા લાગ્યા ને એકબીજા ને કહેવા લાગ્યા કે ઘેરમાં આ બધુ કામ કોણ કરી મેલે સે.

એતરે એક દન ભાઇ હેરો રહ્યો અને પછી ઇની બુન વાંહળી માંથી નીકળીને ખાવાનું બનાવી ને ખાઇને કબલામાં ઉતરી હતી ને તેને નાને ભાઇએ ભાળી કાઢી અને તેને કબલામાં ઉતરતાં સુટલી હાદી ને તેન પુછયું કે તું કોણ સે ? તારે તેને કીદુ કે હુ સે તાર બુન સે એમ કીને પછી જમીનમાં ઉતરી હતી. તો તેને નાને ભાઇએ સુટલો હાદો ને સુટલો છોન્યો કોન તરા પછી સુટલાનો દાબુડિયો હણી ગ્યો. દાબુડિયો હણતાં નાનો ભાઇ પાસો હાવા ગ્યો. હાવા જાતાં તે વડાય ગ્યો ને સુટલો છોડ દીદો ને તે જમીનમાં ઉતરી ગઇ.

o

(પંચમહાલી ભિલી અંક-૧ માંથી ઓગષ્ટ ૧૯૯૮)



# સિયાર સોર

કથક : વજાભાઈ ગમાર
સંશોધન - સંપાદન : શિવાભાઈ ગમાર

*ખેડબ્રહ્મા, જિ. સાંબરકાંઠાના આદિવાસીઓમાં પ્રચલિત પરંપરાગત વાર્તા. - મૂળ ડુંગરીભિલી ભાષામાં જ.*

સિયાર સોર અતા. તે કાળ પરો. પેસણ એણાંન સૈયાં ન એંણાં બઈરાં ન કેંરમા ખાવા પીવાનું કાઁય નેં તું. રાત-દન વીસાર કરતાં આઁમ તો આપણો ઝમારો કેં કરી કાટવો ? કેંક ઝાઈ નેં સોરી કરીનેં ઘાંન કે પૈસા લાવણા ઝેવું હેં. પેસણ એંણાંન બઈરાં કેતાં ઝાઁલા. તેર સોરી હોરી કરવા ઝાઁ. રૂપિયા કે ઘાંન લાવો તેર, તમાંન રોટા કરી આલહુ. પેસણ ખવારાવવાની એ એમ કેતાં માં તો. સોરે તો દન ઊગવા દેતો. પેસણ આખો દન ફીરા. અવણ કેંમ કરવું બતાંનેં ખોલરે ઝાવું પરહેં. પેસણ કેંક તો ખાતો પિતો આદમી ઝોઈ કાટીએ. પેસણ સાર સોર બતાં ગાઁમાંમાં એરવા પરા. પેસણ એક ગૉમમાં ઘંઘો કરતાં મૉનવી અતાં. ઍણાંન કેંરમાં મૂળો સોરીઆ અને રૂપિયા અતા. ઑણાંન ખાવા પીવાનો ટોટો નતો. પેસણ એંણસ કેંર સોરી કરવા પેઠા. પેસણ બત્તે ખૂણે ઝોતું. નેં મળે રૂપિયા નેં મળે સોરીઆ. કેંરવાળા ઝાગી ગાં. એંતણ કેંરને આદમીએ ખૂટલીહો ટોલ રોકવેલો અતો, ખપામાં કાલીને ઢીંગાંગ... ઢીંગાંગ ટોલ વઝારો. પેસણ મોટી બુમ પારી. હારાં મૉનવી ઝાગીગાં. એ'લા તૉમઝોં. મારા કેંરમાં સોર પેઠા હેં. તૉમઝો. સારે સોરે કૉય નેં લેઈ હકા. પેસણાં ઝીવ લેઈનેં નાઠા. ઠાલા માલા કેંર આવા. સારાંની બાઈલીઓ હારો લેઅ. એ'લા કાઁય લેઈન આવા'લા. હું લેઈને આવીએલી. આખા ગૉમનાં મૉનવી ઝાગી ગાં. અમાંન તો ઝીવ લેઈને નાહવું પરું. સોરાંની બાઈલીઓ ખુણે વેહીને હદા રોએ. સોરાનું હેંકુ કે દિ ઉંસું ન આવે. બીઝો દન ઉગો. પાસા એરવા પરા. રાત પરીને બીઝે ખોલરે પેઠા. એંણા કેંરમાં વતારે સૈયાં અતાં. એણી સૈયાંનું માપસ નેંરાખું. ૧૦ નેં ૧૫ એતરાં સૈઆ. તંદો ઝવાર કરેં. પૉણ સૈયાં વતારે. દનમાં મણ આટો ખૂટવેં. સિયાર સોર એંણસ કેંર સોરી કરવા પેઠા. બત્તે ઝોતું નેં તો મળા રૂપિયા નેં મળું તાંન. પેસણ સોર અતા. સારેં પેગા થેઈનેં રોઆ. કેંરની બાયલી નેં આદમી ઊઠાં થાં. એંણા સોરાં ને હારો લેએ. તમે કુણ હાં માર કેંર આવીને રોઓ. સિયાર સોર વાત કેંવા લાગા. અમે સિયાર સોર હૈયે. સોર તમે રોઓ કેંમ. તમારાં આતરાં બત્તાં સૈયાંનેં. કેંમ કરીન ઝીવારો અમે તો કેંક બીઝે ખોલરે પેહીનેં તાંન કે રૂપિયા લેઈ ઝાઈનેં ઝીવારહું. પૉણ તમારે આતરાં બત્તાં સૈયાંનેં કેંમ કરીને ઝીવારો. પેસણાં કેંરનૉ આદમી નં બાયલી એઅ રોઆં. સૈયાં તો કરતેં કરી ગાં. પણ અમાંને નખ્ખા દસા આવી ગેઈ હેં. સિયાર સોર તીઝો દન ઉગો. સિયોર સોર વિસાર કરતા. એ'લા. આપણે ડોહા આઈરો પુંઝતા, તે આપણે હેંડો કે માંનતા કરીએ. સિયાર સોર એંણાન ડોહાના આયેરાની થાળ-નાળેરની માંનતા કરી. કેં હુક સોરી કરી આવહું. થાળનેં નાળેર તનેં સરાવહું. કાળી કાતોકે બાર વરહાંનો બોખરીઓ સરાવહું, એવી બોલી કરીને બારા પરા. પેસણ બીઝે ખોલરે સોરીનો વિવા. તેલના ડબ્બા, ગોળની ખોરીઓ, ઘઉં પીળાવેલા, પરેલા કેંરમાં અતાં. એંણસ દન કેંરવાળો આદમી કેંર નેંતો. એંણેં ખોલરેં પેઠાં. પેસણ બત્તાં સૈયાંને બાયલી હું ગાં. બત્તે સાર ખૂણે ઝોતું. એક પાંસ કિલોની

કરેઇ સુલાં ઉપર મેલેલી. એક સોર મુટે બોલો. એ'લા આપે તો વેગના હૈંએં. ગોળની ખોરીઓ તેલના ડબા સતા હેં નેં, ખૂણામાં તો ઘઉં પીળાવેલા હેં. હુંકા પૂખે મરીએ. એમ કરીને સૂલામાં આગ બાળી પણ સાદી ગોળી લેઇને પૉણી કરેઇમાં નેરું. એણામાં સીરીયું ઓરું. પેસણ ગોળ નાંખો. તેલ નેરું. લાફી રાંતી. બરોબર તબરેં. એવામાં કેરવાળી બાયલી માથા એઠણ આથ કાલીનેં હુઇ રેંઇ. એક સોર બોલો, આ તો લાફું માંગે લા. બીઝો સોર ઉઠી ગો. કરસો પરીને કેંરવાળી બાયલીનેં આશમાં ઠપકાવું. પેસણ આથે બળી. બૂમ પારી. ઉઠી ગેઇ. સારે સોર ખૂણે લપા. બાયલી એરવા પરી. પેસણ એક પૉમણો આવેલો અતો. વેંસમાં મોપીઓ થાંપ. એણે તુલકાઇને રેએતો અતો. કેંરવાળી બાયલીએ પગવાંન ઊંસાવાળા તું હેં. એમ કેંતાં માં પેલો મોપીઓ થાંપે પરુણો અતો, એ બોલી ઉઠો. ઊંસાવાળો તો મું હું. પરુણો પાઇ આતો. સોર તો સારે ખૂણો લપી રએલા હેં. બાયલીનેં ફાંફમાં ન તો મળી લાખરી. ન મળું દાતરુ કે કુઆરું. ખૂણામાં હાવરવાવાળી બાળી મળી. બાળી લેઇને સોરાંને મારવા ગેઇ. લાફાવાળી કરેઇ લેઇને સોર નાહી ગા. પેસણ બીઝું લેઇ હકા નેં. સોર પાઇ ઉંનીએ બળા. એમ કેંવામાં ટસકો રઇ ગો હેં.

O

(ડુંગરીભિલી અંક -૧ માંથી, ઓગષ્ટ ૧૯૯૮)



# ગોળ ગધેડાનો મેળો

કરણસિંહ ભાભોર

*પંચમહાલના આદિવાસીઓમાં છોકરીને પસંદ કરવા માટેનો એક વિશિષ્ટ મેળો ભરાય છે. તેનું વર્ણન-મૂળ પંચમહાલી ભાષામાં જ.*

દેહવોદની આજુ-બાજુ ઘણા મોટા વન-વગડા હતા. તીમાં બધાં આદિવાહી પોતાનું ખાવાનું ખોળવા વન-વગડામાં ફરતાં રેતા અને તી સમયમાં જા રાત પડે તાં રાતવાસો કરતા. જીમ જીમ અગેળ જાય તેમ-તેમ બધાં એક બીજાથી જુદા પડતા અને પસ એકલા એકલા ઝૂંપડા બાંદીને રેતા.

હો વરહ પહેલા બધા વનવાસી લોકું ભેળા થાતા. તીમાં મોટી સોરીઓના વિવા કરવાનું નક્કી થાતું તીમાં પણ બધાં લોકું કોઈને ઘેર લાડી જોવા જાતા નહિ. તીના હારુ દહ ગામની વિસાળે એક મેળો ભરાતો. તીને બધા ગોળ ગધેડાનો મેળો નામ પાડેલું.

ગોળ ગધેડો હોળી વળી ગયા પછી સઠનો ભરાતો. તી દને બધા જુવાનિયા સોરી-સોરા વરના કપડાં પીહેરે. અને બધા પોતપોતાના મેળે તયાર થાતા અને તી દને જુવાન સોરીઓ પોતાને ઘેરથી વાહેણની લાકડીઓ લીને મેળામાં આવતી. તીને દન પોતાના આઈ-બા કોઈને પણ ના ની પાડતેલા. હુકાકી તીમાં જુવાન સોરી-સોરાં પોતાની હારુ બઈરી ખોળતા અને જુવાનડી સોરી તીના હારુ અસલનો ધણી ખોળતી. આ તીના હારું મેળો ભરાતા.

મેળામાં બધી સોરીઓ વાહેણની લાકડી લાવે સોરા મોટા ઢોલ લાવે. સોરા ઢોલ વગાડે અને સોરીઓ નાસે. જેહાવાડા ગામમાં તી સમયમાં મેળાનું જગા નક્કી કરાલી મેળામાં વસમાં એક મોટું, હોળ આથનું હુંવાળુ લાકડું રોપવામાં આવે સે. તીમાં વસમાં બે લાકડા આડા લગાડે પણ તી ઘણાં સેટે-સેટે હોય. જુવાનિયો સોરીઓ તીની ફરતે વાહેણની લાકડીઓ લી ઉબી રી જાય. અને સોરી બધા ઢોલ વગાડતા તીની ગોળ-ગોળ ફરે સે. તીમાં દનમાં દોઢ વાગ્યે લાકડા ઉપેર ગોળ ધોતિયું અને નારિયેળની કાસલી મેલેલી હોય. નારિયેળની કાસલી ગોળને પાડવા માટે જુવાનિયા સોરા સોરીઓની વસમાં થાઈને થાબલે ચડવા જાય. પણ સોરીના હાથમાં લાકડી દહ આથ જેતરી લાંબી હોય. લાકડાનો થાબલો લીસો ને સોરા સડવા જતા બધી સોરીઓ સોરાને ફટકારે. તીનાથી ઘણા સોરા ઘાયલ પણ થાય. પણ તી બધા હારી જતા નથી. ઘણી માર પડવાતી પણ તેમાંનો એક સોરો જેમ તેમ કરી બે ત્રણ વાર પડતો પડતો ચડી જાય. ચડી ગયા પછી તી સોરો ઉપેર બોટલી બોહળા છોડીને તીમાં બાંદલેલો ગોળ નિસે નાખે સે તી ગોળ સોરીઓ ઝેલે. ઉપેર જી સોરો સડેલો તી સોરીઓનું ગોળ ખવાડે. ગોળ નાકતા-નાકતા સોરીના મો ઈપેર હોવાથી હારામાં હારી સોરી પર નજર માંડે અને પછી તે લગ્ન કરવા બંધાય. તીમ બધા મેળામાં આવી પોત પોતાની બૈરી હોધી લે. વરહમાં એક વાર મળવાનો દન હોય. પછી તે ઘેર પોતાના આઈ-બાને વાત કરે. પણ તે લગ્ન કરવા રાજી થાય અને પણે સે. આમ આગળથી ગોળ ગધેડાનો મેળો જેસાવાડામાં ભરાય સે.

o

(પંચમહાલી ભિલી અંક - ૧ માંથી ઑગષ્ટ ૧૯૯૮)

# પિઠોરાની કથા

સુભાષ ઇશાઇ

*છોટાઉદેપુરના આદિવાસીઓમાં પ્રચલિત પિઠોરા કથા રાઠવી ભાષામાં.*

ઇંદરાજાને સાત બેનો હુતી. એક બેનનું નામ કાળીકોયલ હતું. કાળી કોયલ એક દાહડો આંબાવાડીમેં ઢોરાં ચરાવા જેઇ હુતી તૅર કંદુરાણાએ તીની જોડે છીનાળું કયરૂં. તીને લીધે જે છોરાનો જલમ થીયો તે બાળપિઠોરો કહવાયો.

ઇંદરાજાના ડરથી કાળીકોયલે બાળપિઠોરાને કોતેળામેં નાંખી દીધો. ઇંદરાજાની બીજી બેન રાણી કાજલને કોઇ છોરાં નીં હુતા. તે કોતેળામેં પાણી ભરવા જેઇ તૅર તીણે છોરાના રડવાનો અવાજ હાંભળ્યો. તે છોરાને ઘૉર લી'જેઇ. છોરો રડવા લાયગો એતરે તીને આકડાનું દૂધ પીવડાયું. તે સિવાય વડનું, પીપળાનું, ખરહેડીનું દૂધ પાઇને બાળપિઠોરાને મોટલો કયરો.

બાળપિઠોરો મોટો થીયો એતરે નિહાળમેં ભણવા મેયલો. તાંબાનો ચોપડો ને રૂપાની કલમ આલી. ખૂબ ભણીને ઘૉર આયવો. મા જોડે ફરવાની રજા માંયગી. ફરતો ફરતો કચમેર પો'ચ્યો. કચમેરની રાણી વાવે પાણી ભરતી હુતી. પિઠોરાએ ઘકોડો મારી માટલું ફોડી નાંયખું. રાણીએ મે'ણું માયરૂં. તારો મામો આખો ભાગ ખાય. પિઠોરો મામાને હોધવા નીકયળો. ધાર, ઇંદોર બધે ફરી વયળો. કોળ્યાને તાંતે તાંતે હરગ મેં જ્યો. ઇંદરાજ ઢાંહીને ઉકળા મેં હતાઇ જ્યો. પિઠોરાએ હોધી કાયઢો. મામાએ ધનમેંથી અડધો ભાગ આપવાનું નક્કી કયરૂં.

પિઠોરાનું લગ્ેન લેવાયું પુણ તીના બાહની કોઇ જાણ નાં હુતી. ઇંદરાજાએ બધા દેવોની સભા બોલાવી. પિઠોરાને બાપ બતાડવા કીધું પિઠોરાએ સીધી કંદુરાણા હામે આગળી કયરી. એક કથા પરમાણે પિઠોરાએ કંદુરાણાનું નાક ઝાયલું. આ રીતે પિઠોરાની ઓળખાણ નક્કી થી'ને તીનું પિઠોરી જોડે લગ્ેન લેવાયું ને તે બાબો પિઠોરો કહવાયો. આ પિઠોરાની બાધામેં તીના લગ્ેનની જાનનું ને તીમેં ભાગ લેનારાનાં ચિત્રો દોરવામેં આવે સે. તે સિવાય રોજના જીવન જોડે જુડાયલી વસ્તુઓ ને પ્રાણીઓ, જીવડાંના ચિત્રો દોરવામેં આવે સે.

O

(રાઠવી ઢોલ અંક -૨ : ઓગષ્ટ ૧૯૯૮ માંથી )



આદિવાસીનો અવાજ ક્યાંય પહોંચતો નથી. કહેવાતા પ્રમુખ પ્રવાહના સમાજને આદિવાસી વેદના અને વ્યથાની કંઇ જ સંવેદના નથી, તે વિશે મહાન અજ્ઞાન ધરાવતો આપણો સમાજ છે. આદિવાસી સંસ્કૃતિના સારા ગુણો વિશે કોઇ જાણતું નથી, કે નથી એમના ઈતિહાસ વિશે. ભારતીય સંસ્કૃતિના મોટા મોટા અભ્યાસકોને પણ માત્ર ઉત્તર ભારતના ઇન્ડોઆર્યન અને દક્ષિણ ભારતના દ્રવિડિયન સંસ્કૃતિ વિશે જ જ્ઞાન હોય છે. પણ તે બે વચ્ચે જે બિહારથી રાજસ્થાન સુધીનો આદિવાસીનો સાંસ્કૃતિક વિસ્તાર છે, તે વિશે દરેક જણ અનભિજ્ઞ હોય છે. જાણે કોઇએ વાચાબંધીનો હુકમ આપ્યો હોય એવા ભયના અને સાંસ્કૃતિક વાચાહીનતાના ઓથાર નીચે આપણા દેશની પાંચ હજાર વર્ષની આદિવાસી સંસ્કૃતિ જીવી રહી છે. એવું કહું તો ખોટું નહિ કે મૃતપ્રાય થઇ રહી છે... ભાષા એ જ સંસ્કૃતિનો આત્મા છે એવું તત્ત્વ તો માન્ય કરવું પડશે જ ને ?




for social transformation

પ્રકાશક : ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, વડોદરા; મુદ્રક : આકાર ઑફસેટ, વડોદરા; ISSN : 0971 9156...97